'મૌજ પ્રકાશ'' ના ગ્રાહકોને ભેટ.

# મુલ્લાં દોપ્યાજા.

શહેનશાહ અકબરના દરબારના વિલક્ષણ
લતીફાબાજ. તથા વાકયચાતુર્યતાના ઇસ્લામી
પહેલવાનનું જીવન ચરિત્ર.

લખી છપાવી પ્રસિદ્ધ કર્તા.


## એદલજી ધનજી કાબા.

અમરેલી—કાઠીયાવાડ.



ઈ. સ. ૧૯૧૩.

આવૃતિ પહેલી. નકલ ૫૦૦.

ધી "અમરસિંહજી પ્રિન્ટીંગ પ્રેસ—અમદાવાદમાં
પઠાણ નુરખાન અમીરખાન વકીલે છાપી.

કીંમત મફત.

# મુલ્લાં દોપ્યાજા.

## માબાપ તથા જન્મ.

મુલ્લાં દોપ્યાજાનું મુળ નામ અબુલ હસન, તેના પીતાનું અબુ મોહાસીન અને તેની માતાનું નામ સેરાજ–ઉન–નીસા હતું. કોઈ તેને આરબ તોખમ અને કોઇ અજમ તોખમનો જણાવે છે. ઇતિહાસનાં પૃષ્ટો ઉથલાવતાં તે આરબ તોખમનો સિદ્ધ થાય છે. અરબસ્તાનનો તાએફ નામનો પ્રખ્યાત કસબો તેનું વતન હતું. તેની માતા સેરાજ–ઉન–નેસા ઘણીજ સદ્દગુણી અને ભલી સ્ત્રી હતી. તેનું બાહ્ય તથા અંતર સ્વરૂપ અતિ ખુબસુરત હતું. સેરાજ–ઉન–નેસા જેવી કમસુખન, સદ્દગુણી અને ખુબસુરત સ્ત્રી હતી; તેવીજ તે કરકસરવાળી અને દુરંદેશ હતી. વેપાર રોજગારને લગતી આવડત તો તેનામાં એટલી બધી સરસ હતી કે જેને લઇ તે પોતાના પતીનો જમણો હાથ મનાતી હતી.

અબુ મોહાસીન પોતાના કુટુમ્બમાં આબરૂદાર, તવંગર અને લાગવગવાળો માણુસ હતો. તેનો ધંધો વેપાર રોજગારનો હતો અને તેના કામમાં તેની બુદ્ધિશાળી સ્ત્રી તેને ઘણીજ સહાયતા કરતી હતી.

અબુ મોહાસીનની વય ત્રીસ વર્ષની હતી. તેના લગ્ન થયે ત્રણ વર્ષ થઇ ચુક્યાં હતાં. બંન્ને ધણી ધણીયાણી સંતાનની

બહુજ ઇચ્છા ધરાવતાં હતાં. તેમની આવી ઇચ્છા હી. સ. ૯૪૬ ના માહે રજબની તા. ૧૩ ના રોજ ફળીભુત થઇ; એટલે કે તે તારીખે અબુલ હસનનો જન્મ થયો. તેના માત-પીતાએ તેના જન્મ માટે થઈ અનેક માનતાઓ માની હતી. જેનાપર અમલ કરવામાં આવ્યો. અબુ મોહાસીનના આ પુત્રનું નાગ મસજીદના પેશ ઇમામે અબુલ હસન રાખ્યું હતું. આ નામ રાખવાના બદલામાં તેને એકહજાર દીરમ ઇનામ આપવામાં આવ્યા હતા.

અબુલ હસન કુદરતી રીતેજ ખુબસુરત હતો. જેમાં વળી લાડ પ્યારમાં ઉછરતાં તેમાં ઘણો વધારો થયો. તેનો એક વિદ્યાર્થી મીત્ર લખે છે કે, અબુલ હસનનો ચેહરો બીલકુલ કાળો હતો. તેનો પીતા, પુત્રનો આવો હસવા સરખો ચેહરો જોઇ દંગ થઇ ગયો; પરંતુ તે પહેલાં તેના એકાદ બે બાળકો મરી જવા પામ્યાં હતાં તેથી આવા કાળા ચહેરાવાળા પુત્રને પણ ખુદાની મહાન બક્ષીશ માની લીધી. માબાપના અતિશય લાડ પ્યારનાં કારણે પાંચ વર્ષની વયેજ તે ઘણો અટકચાળો અને તોફાની થઇ જવા પામ્યો હતો. આ વખતે તેને મુલ્લાં અબ્દ-ઉર-રહેમાનના મદ્રેસામાં ઇલ્મ શીખવામાટે બેસાડ-વામાં આવ્યો.

## બાળપણનાં તોફાનો.

અબુલ હસન જોકે મદ્રેસામાં જતો હતો; પરંતુ ત્યાં જઈ ઇલ્મ શીખવાના તો તેણે સોગંદજ ખાધા હતા. મદ્રેસામાં

છોકરાઓની છેડછાડ તથા હંસી મશકરી કરતો. કોઇને ગાળ દેતો અને કોઇની ગાળ ખાતો, કોઇને મારતો અને પોતે માર ખાતો. મતલબ કે આવી ધમા ચોકડીમાં તે મદ્રેસાનો વખત પસાર કરી નાંખતો.

અબુલ હસન માબાપનો લાડકો, ઉછાંછળો અને તોફાનમાં કુશળ હતો. પાંચ:સાત વર્ષની વયમાંજ તે એવા પ્રકારની લુચ્ચાઇઓ તથા મશકરીઓ કરતો હતો કે જેને લઇ તેની ભવિષ્યની વિલક્ષણ જીંદગીનું ભાન થઇ આવતું હતું. ઉસ્તાદના આ લાયક અને સદભાગી શિષ્યે "બીસમિલ્લાહ" માંજ પોતાનો હુનર અજમાવવો શરૂ કરી દીધો. તેના સંબંધમાં નીચેના બે લતીફા ઘણાજ પ્રખ્યાત છે. આ લતીફા તેની બ.લ્યાવસ્થામાંજ તેનાથી જાહેર થવા પામ્યા હતા.

## હું બમણું જોઉં છું.

અબુલ હસનનો ઉસ્તાદ મુલ્લાં અબ્દ–ઉર–રહેમાન એક આંખે કાણો હતો. જ્યારે તે અબુલ હસનને મુળાક્ષર શીખવવા લ.ગ્યો ત્યારે તે તેમ કરતાં અબુલ હસનને કહેવા લાગ્યો કે બોલ:—અલેફ ખાલી, બે નીચે એક નુકતો, તે ઉપર બે નુકતા. આ સાંભળી અટકચાળા શીષ્યે એમ નકલ કીધી કે:—બે નીચે બે નુકતા, તે ઉપર ચાર નુકતા. ઉસ્તાદે કહ્યું કે, અરે નાલાયક ! હું એક તથા બે નુકતા કહુંછું અને તું બે તથા ચાર કયાંથી લઇ આવ્યો ? બુદ્ધીશાળી શીષ્યે જવાબ આપ્યો કે, ઉસ્તાદ, તમો એક આંખે જોઇ એક તથા

બે નુકતા કહો છો. મને તો ખુદાએ બે આંખો આપી છે તેથી હું બે તથા ચાર કહુંછું. આ સાંભળી ઉસ્તાદનું મુખ એરંડીઉં પીધા જેવું થઇ ગયું. ઉપરાંત મદ્રેસાના બીજા વિદ્યાર્થીઓએ જે લહેજત ઉડાવી તેતો જુદીજ.

## ઉસ્તાદને ચોર બનાવ્યો.

એક વખતે મદ્રેસાના છોકરાઓ જ્યારે ખાણું લેવાને ઘેર ગયા ત્યારે અબુલ હસનને એક અટકચાળી સુઝી આવી. જલદીથી ખાણું લઇ તે મદ્રેસામાં આવી હાજર થયો. સઘળા વિદ્યાર્થીઓ તો ઘેર ખાણું લેવાને ગયા હતા; તેથી મદ્રેસો તદ્દન ઉજડ હતો. માત્ર સઘળા વીદ્યાર્થીઓનાં દફતરો પડેલાં હતાં. અબુલહસને એક છોકરાના દફતરમાંથી એક પુસ્તક કહાડી ઉસ્તાદના દફતરમાં મુકી આપ્યું. આટલું કામ કરીને તે બહાર નીકળી ગયો અને જ્યારે બધા વિદ્યાર્થીઓ હાજર થયા ત્યારે પોતે પણ હાજર થઇ ગયો. જે છોકરાનું પુસ્તક ચોરાઇ ગયું હતું તેણે તે વાત ઉસ્તાદને જાહેર કીધી. મુલ્લાં અબ્દ-ઉર-રહેમાન પણ ઘણો કડક માણસ હતો તેથી તેણે ગુસ્સે થઇ હુકમ આપ્યો કે, સઘળા છોકરાઓનાં દફતરોની ઝડતી લો અને જે નાલાયકનાં દફતરમાંથી તે નીકળે તેનું મુખ કાળું કરી તેને ખુબ ફજેત કરો. એક તરફ દફતરોની ઝડતીનું કામ ચાલુ થયું અને બીજી તરફ અબુલ હસન ચોરનું મુખ કાળું કરવા માટે મેશ તથા તેલ લઇ હાજર થયો. ઘણી તપાસ થઇ પણ પુસ્તક કોઇનાં દફતરમાંથી મળી આવ્યું

નહિ. અબુલ હસને ધીરે રહી તે છોકરાને કહ્યું કે, હવે માત્ર ઉસ્તાદનું દફતર તપાસવું બાકી રહી ગયું છે તેની પણ ઝડતી લેવી જોઇએ. ઉસ્તાદનાં દફતરની ઝડતી લેતાં તેમાંથી તે પુસ્તક ધારણા મુજબ નીકળી આવ્યું. અબુલ હસન મેશ તથા તેલ લઇ હાથ જોડી હાજર થઇ ગયો અને બોલ્યો કે હું હુકમ મુજબ અમલ કરવાને તૈયાર છું. માત્ર આપના હુકમનીજ વાટ છે. ઉસ્તાદતો શરમને લીધે નીચી ગરદન કરી ગયો.

## સેરાજ–ઉદ્દીન–નિસાનું મૃત્યુ.

અબુલ હસને મુલ્લાં અબ્દ–ઉર–રહેમાનને ઘણોજ કંટાળી નાખ્યો ત્યારે અબુ મોહાસીને પોતાના લાડકા પુત્રને તેના મદ્રેસાથી ઉઠાડી લઇ બીજા કોઇ ઉસ્તાદને સુપ્રત કીધો. બીજો મુલ્લાં જો કે તેની લુચ્ચાઇ તથા અટકચાળીથી ઘણોજ ત્રાસ પામી ગયો હતો પણ તેની બુદ્ધિ, સ્મર્ણશક્તિ તથા હાજર જવાબીથી બહુજ ખુશ થતો હતો. તેનું માનવું હતું કે, જો આ છોકરો તોફાન તથા અટકચાળી તજી આપે તો તે એક દીવસે જરૂર મોટો આલીમ થઇ જશે. લોકો તેને વડા આલીમના નામથી પુકારશે. ખરેખર મુલ્લાં જે કહેતો હતો તે બ્યાજબીજ કહેતો હતો.

અબુલ હસનની માતા જે ભણેલી હતી, તે ઘરમાંજ તેને શીખવાડતી હતી. ખરૂં પુછો તો તેણે જે કાંઇ ભાંગ્યું તુટયું ઇલમ શીખી લીધું તે તેની ભણેલી માતાનોજ પ્રતાપ હતો.

અબુલ હસનની વય નવ દસ વર્ષ વચ્ચેની હતી. તેટલામાં તેનાપર એક કુદરતી સંકટ આવી પડયું. આ સંકટથી માત્ર તેનાપર વિદ્યાભ્યાસનો માર્ગ બંધ થયો; તેટલુંજ નહિ પણ તેનાં કારણે તેને એક એવી મુસીબતમાં સપડાવી નાખ્યો કે, જે મુસીબત તેના વતન તજવા તથા બરબાદ થવાનું કારણ થઈ પડી. આ મુસીબત બીજી કોઇ નહિ પણ તેની વ્હાલી માતા સેરાજ–ઉન–નીસાનું હી. સ. ૯૫૬ માં મૃત્યુ થવા પામ્યું તે હતી.

નાદાન બાળકને કાંઇ થોડી ખબર હતી કે, માતાનાં મૃત્યુ સાથેજ પોતાની તથા પોતાના પીતાની જીંદગી કડવી ઝેર સમાન થઇ પડશે। તે કાંઇ થોડો જાણતો હતો કે તેણીના ચાલી નીકળવા સાથે ઇઝત દોલત તથા સુભાગ્ય સઘળાં સાથેજ ચાલી નીકળશે।

## અબુલ હસનની નવી માતા.

સેરાજ–ઉન–નીસાના મૃત્યુ પછી ઘરના નોકર ચાકરોએ જોયું કે હવે બીલકુલ પોપાબાઇનું રાજ્ય છે તેથી તેઓએ બંન્ને હાથોએ બાપડા અબુ મોહાસીનને લુટવા માંડયો. અબુ મોહાસીનને કામકાજના કાંઇપણ આવડત નહિ હતી, વળી સેરાજ–ઉન–નીસા જેવી કુશળ સ્ત્રીની હાજરી વચ્ચે તેની જરૂર પણ નહિ હતી. સઘળાં કામકાજને લગતી વ્યવસ્થા પ્રમાણિક અને કુશળ ધણીયાણી પોતાને હાથેજ કરી લેતી હતી. તેણીનું મૃત્યુ અબુ મોહાસીન માટે બહુજ મુસીબતને

પાત્ર થઇ પડયું. સઘળો વેપાર રોજગાર તથા વ્યવસ્થા બર-બાદ થઈ ગયાં. બાળકોની આદત તદન બગડવા લાગી. આવા સબળ કારણોને લઇ તેણે સેરાજ–ઉન–નીશાનાં મૃત્યુ બાદ ખસીમા નામની સ્ત્રી સાથે નીકાહ કરી લીધા.

## ઘરની બરબાદી થઇ.

અબુ મોહાસીનની નવી ધણીયાણી અને અબુલ હસ-નની સાવકી માતા ખસીમા, જો કે ખુબસુરતી તથા દેખાવમાં કોઇ એબને પાત્ર ન હતી; પરંતુ સેંકડો એબોનો એબ તેનામાં એ હતો કે, તેણી હદ ઉપરાંત આકરા મીજાજની, આપ-ડાહી, ના ફરમાન અને અણુઘડ હતી. અબુ મોહાસીન નીકાહ કીધા પછી મહા મુસીબતમાં સપડાઈ ગયો હતો; પરંતુ તેનો કાંઇપણ ઇલાજ તેનાથી થઇ નહિ શકતો હતો.

ભલી સ્ત્રીએ ઘરમાં આવતાંજ ઘરના રંગઢંગ બદલી નાંખ્યા. અબુ મોહાસીન સમજતો હતો કે ખસીમા અણુઘડ અને આકરા મીજાજની છે તથાપિ શું કાંઇ તેણી એટલી બેવકુફ થોડી છે, કે ઘરનું સત્યાનાશ કરી નાખશે! ઘરમાં થોડી ઘણી રહેવા પામેલી દોલત આ અણુઘડ સ્ત્રીએ ઉડાવી મેદાન સાફ કરી નાખ્યું. તેણીએ મોટામાં મોટો જુલમ તો એ કીધો કે અબુ મોહાસીનને ભવિષ્યમાં જેનાથી મોટી ઉમેદ હતી તેને યાને અબુલ હસનને તદ્દન ખરાબ કરી નાખ્યો. અબુલ હસને બે લગામ ઘોડાની જેમ એવી તો ધીંગા મસ્તી-ઓ કીધી કે તેને દુનિયા અબુઝફરનો ખેતાબ દઇ રહી છે.

## અબ્બુલ હસન અને ખસીમા.

અબ્બુલ હસનને તેની સાવકી માતા ખસીમા બહુજ પજવતી હતી. ગાળ ગલોચ આપતી તથા પેટ ભરીને ખોરાક પણ આપતી નહિ. જ્યારે વાત હદ કુદાવી ગઇ ત્યારે અબ્બુલ હસને પણ તેનો બદલો લેવાનો ઠરાવ કીધો. તે એવી તો રમત રમ્યો કે ખસીમા માથું કુટીને બેસીજ રહી. તેની રમતનો ભેદ છેવટ સુધી તેનાપર ખુલવા પામ્યોજ નહિ. આ રમતને લગતી હકીકત એમ છે કે, અબ્બુલ હસને પ્રસંગ જોઇ પોતાની સાવકી માતાનાં સઘળાં કપડાં ઉંદરની જેમ કાતરી નાખ્યાં ખસીમાને આ બાબતની કશીપણ ખબર પડવા પામી નહિ. એક દહાડો તેણી પોતાનાં પીયર જવાને માટે નવાં કપડાં બદલવા લાગી. પોતાની મોટી અજાયબી વચ્ચે સઘળાં કપડાં ઉંદરોએ કાતરી નાખેલાં જોયાં. એકપણ કપડું પહેરવાને પાત્ર રહ્યું નહિ. તેણીએ પેટ ભરીને ઉંદરોને ગાળો ભાંડી અને તેવીજ સ્થિતિમાં પીયર ચાલી નીકળી. સાથે અબ્બુલ હસનને પણ તેડતી ગઇ.

અબ્બુલ હસનને આ અટકચાળી માટે ઘણોજ હર્ષ હતો, કેમકે આ અટકચાળી એકતો જાહેરજ ન થવા પામી અને બીજું તેણે પોતાનાં પેટની અગ્નિને ઠંડી કરી ખસીમાનો બદલો લઇ લીધો.

ખસીમાએ પીયરમાં જઇને પણ અબ્બુલ હસનને પજવવા માંડ્યો. વારંવારની પજવણીથી તે તદન કાયર થઇ ગયો

અને તેણીની રજા લીધા સિવાય છાનોમાનો પોતાના પીતા પાસે ચાલ્યો આવ્યો. અહીં આવી તેણે એક એવી અટકચાળી કીધી કે જેના કારણે તેના તથા તેના પીતાને પોતાનું વતન તજવું પડયું. વતન તજવું પડયું એટલુંજ નહિ પણ મૃત્યુ સુધી બાપ બેટા એક બીજાને ભેટવા પામ્યા નહિ.

### અબુ મોહાસીન વતન તજે છે.

અબુ મોહાસીન જેવો એક ખાનદાન કુટુમ્બનો માણસ પોતાના કપુત પુત્રનાં કારણે તદ્દન કાયર થઇ જાય છે. પોતાની નવી ધણીયાણીના દરરોજના ત્રાસથી કાયર થઇ તેણે અનેક વખત વતન છોડી જવા વિચાર કીધો; પરંતુ તેવી આશાથી કે તેણી સમજી જશે તેથી તેને છોડી આપ્યો. અબુ મોહાસીન આ વખતે તો એવો બેવતન થયો કે, આજ સુધી તેની હકીકત તદ્દન અંધારામાંજ રહેવા પાગી છે.

ખરીમાના પીયરથી અબુલ હસન પીતા પાસે આવ્યો. આ વખતે તેણે એવી તો વિલક્ષણ અટકચાળી કીધી કે જે માટે અબુ મોહાસીન માટે દયા ઉત્પન્ન થાય છે.

તાએરમાં શમીમા નામની એક દીવાની સ્ત્રી દરરોજ મોહલ્લામાં આમતેમ ભટકયા કરતી હતી તેણી શરીરમાં અતિ રૂષ્ટ પુષ્ટ હતી. અબુલ હસન તેને રોટલીના કડકાની લાલચ દઇ પોતાને ઘેર તેડી લાવ્યો. ઘરના ઓરડામાં તેને દાખલ કરી પોતે ઘરની બહાર નીકળી ગયો અને ઉપર તાળું વાસી

રડતો રડતો ખસીમા પાસે જઈ પહોંચ્યો. જવા સાથેજ તેણીને વળગી પડી મોટેથી રડવા લાગ્યો અને બહુજ દુઃખમય અવાજથી કહેવા લાગ્યો કે, મારા પીતાએ એક બીજી સ્ત્રી સાથે નીકાહ કરી લીધો છે. અત્યારે તેને ઘરમાં લઇ આવ્યા છે. ઘરમાં આવી કહે છે કે તેણી ભલી અને ખાનદાન કુટુંબની છે. સાથેજ તેના ભલા સ્વભાવનાં બહુજ વખાણ કરે છે. ઓ, મા! હું ખુદાના સોગંદ ખાઇને કહું છું કે તે તારા જોડા બરાબર પણ નથી. મારાથી તો ન રહી શકાયું. મેં તેણી આગળ તારા બહુજ વખાણ કીધાં. વખાણ સાંભળી તેણી મારાપર ગુસ્સે થઇ ગઇ. જ્યારે મેં ખાણું માગ્યું ત્યારે ગાળો ભાંડીને કહેવા લાગી કે, તારી માલજાદી પાસે જઇને ખાવાનું માગ. આટલું કહેતાં અબુલ હસન વધુને વધુ બુમો પાડી રડવા લાગ્યો.

આવી સ્થિતિ જોઇ ખસીમાએ કાંઇ પણ આગળ પાછળનો વિચાર નહિ કરતાં તે ગુસ્સામાં લાલચોળ થઇ ગઈ અબુ મોહારીન તથા સગીમાને પણ એટલી બધી ગાળો ભાંડી કે જેની કાંઇ હદ નહિ. અબુલ હસનને સાથે લઇ સીધી ઘરમાં આવી પહોંચી. અહીં ખરેખર એક રૂષ્ટપુષ્ટ સ્ત્રી હાજર હતી આ કરતાં તેને વિશેષ પુરાવાની અગત્ય જણાઇ નહિ. પગમાંથી જોડા કહાડી શગીમાની હાજરી લેવા માંડી. શગીમા પણ કાંઈ તેનાથી ગાંજી જાય તેમ ન હતી. તેણે પણ લાત મુક્કી અજમાવવા માંડી. મતલબકે અબુ મોહસીનનું ઘર તે વખતે લડાઇનું મેદાન થઇ ગયું.

અબુલ હસન તો આ સઘળો તમાશો દુર બેઠો બેઠો શાન્તીથી જોઇ રહ્યો હતો. તેને બાપડાને થોડી ખબર હતી, કે આ શાન્તી માત્ર બે મીનિટ માટેજ છે. આ ધમાધમી જોઇ આડોશી પાડોશી દોડી આવ્યા અને કોઇએ અબુ મોહાસીનને પણ તેના સમાચાર કહી સંભળાવ્યા. તે ઘરમાં આવ્યો પરંતુ તેણે પોતાની અસાધારણ આશ્ચર્યતા વચ્ચે ઘણીજ વિચિત્ર સ્થિતિ જોઇ. અંદરથી દ્વાર બંધ જોઇ તેને નવાઇ લાગી. દ્વાર ઘણુંએ ખડખડાવ્યું પરંતુ તે ખુલ્યુંજ નહિ. છેવટે કાયર થઇ પાડોશીની વંડી કુદાવી અંદર ગયો. અંદર પહોંચ્યો એટલે ખસીમા શમીમાને તજી તેનાપર હાથ અજમાવવા લાગી ગઇ. શમીમાએ પણ તેણીનું અનુકરણ કીધું. અબુ મોહાસીનની ખુબ હજામત થઇ. તે બાપડો આમ પોતાપર પીટ પડતી જોઇ ઘરથી બહાર નીકળીને નાઠો. નાઠો પણ એવો કે તેનો આજ સુધી પત્તો પણ નહિ લાગ્યો. તેનાપર શું શું આફતો આવી અને ક્યાં તેનું મૃત્યુ થયું તે કોઇ જાણીજ શક્યું નહિ.

## અબુલ હસન ભટકતો થયો.

અબુલ હસનને એ વાતની બીલકુલ ખબરજ ન હતી કે તેની આ અટકચાળીનું પરિણામ તેના કુટુંબ માટે અતિ દુષ્ટ નીવડશે. તેની ઇચ્છા માત્ર એટલીજ હતી કે, ખગીસાને હેરાન કરી પોતાની બળત્રાને શાન્ત કરે. પણ અહીંતો કરવા ગયો કંઈ ને થઇ ગયું કંઇ ! અબુ મોહાસીનના નાશી જવા બાદ ધણીને ખાઇ જનાર ખસીમા ઘરની સઘળી માલમત્તા

લઇ પીયર ચાલી ગઇ. અબુલ હસન પીતાની શોધખોળમાં ત્રણ દરવાજાના ફકીર જેમ રઝળતો રામ થઇ ગયો.

જે અબુલ હસન માત પીતાના લાડ પ્યારમાં ઉછર્યો હતો, જેને ખુશાલીમાં રાખવા માટેનો સઘળો સરંજામ હાજર હતો, જેની બાલ્યાવસ્થા બાદશાહી મોજમજામાં પસાર થઇ હતી આજે તે મવાલી જેવો થઇ એક ગામથી બીજે ગામ ભટકતો ફરે છે, તેણે કપડાં જે પહેરેલાં હતાં તે તદન મેલાં થઇ ગયાં હતાં પરંતુ પેટ ભરવાને ખોટી બદામ પણ તેની પાસે હતી નહિ. કોઇએ દયા લાવી કાંઇ આપ્યું તો ઠીક નહિતર ભુખના કડાકા.

સૌથી પહેલાં તેણે મક્કામાં પીતાની શોધખોળ કીધી; પણ ત્યાં પોતાનો હેતુ પાર પડયો નહિ. છેવટે ભટકતાં એક ઇરાની કાફલો હાથ લાગી ગયો. કાફલાના લોકો તેની ભાષાથી અજાણ્યા હતા, પરંતુ કાફલાનો વડો અરબી ભાષા જાણતો હતો. તેણે જ્યારે અબુલ હસનની સઘળી હકીકત સાંભળી ત્યારે તેને તેના પર ઘણી દયા ઉતપન્ન થઇ. તેનાં કપડાં બદલાવ્યાં અને ખાવાને પણ આપ્યું અને તેને પોતાની સાથે ઇરાનનાં પાયતખ્ત તેહરાનમાં લઇ ગયો.

## હવે કીસમત ઉઘડયાં.

આ એ સમય હતો કે હીન્દુસ્તાનનો દયાળુ અને ઉદાર શહેનશાહ હુમાયુ બાદશાહ અને જીવલેણ શત્રુઓથી કાયર થઈ રાજ્યપાટને તજી ચુકયો હતો. માત્ર પોતાનો પ્રાણ

બચાવી ઇરાન આવી પહોંચ્યો હતો. શેરશાહ શુરી અને તેનું કુટુમ્બ તો એમજ સમજતું હશે કે હવે હીન્દમાંથી મોગલ શહેનશાહતનો અંત આવી ગયો અને હીન્દુસ્તાનનું રાજ્ય હંમેશાંને માટે અમારા હાથમાંજ આવી ગયું; પરંતુ હુમાયુની આ પડતીમાં એક એવો ચળકતો પ્રકાશ હતો કે જેનાથી સઘળાઓ અજાણ્યા હતા. આ ચળકતો પ્રકાશ બીજો કોઈ નહિ પણ હીન્દનો હીરો શહેનશાહ અકબર હતો કે, જેનો જન્મ રાજપુતાનામાં જ્યારે તેનો પીતા હુમાયુ નાસભાગ કરતો ફરતો હતો. ત્યારે થવા પામ્યો હતો.

ઇરાનના શાહે રાજપાટ છીનવાઇ ગયેલા હુમાયુ બાદશાહનો ઘણોજ સત્કાર કીધો. અને કેટલાક વર્ષ સુધી મોટી જાહોજલાલી સાથે તેને પોતાનો મેહમાન કીધો. હુમાયુના ગણત્રીના પાંચ દસ નીમકહલાલ નોકરોમાં એક મીરજા બખ્શલ્લાખાન પણ હતો. આ હુમાયુની બાદશાહીના સમયમાં લશ્કરનો સેનાધિપતિ હતો. ઇરાની કાફલાનો વડો અકબરઅલીખાન જે અબુલ હસનને પોતાની સાથે લઈ આવ્યો હતો તેની આ બખ્શલ્લાખાન સાથે ઘણી મિત્રાચારી હતી.

મીરજા બખ્શલ્લાખાન અબુલ હસનના રંગબેરંગ લતીફા તથા ફકરાઓ સાંભળી બહુજ ખુશ થતો હતો જ્યારે હુમાયુ બાદશાહ પુરતી મદદ લઇ હીન્દુસ્તાન તરફ રવાના થયો ત્યારે અબુલ હસનને પણ મીરજાએ પોતાની સાથે લઇ લીધો.

## અબુલ હસન દીલ્લીમાં.

હીન્દુસ્તાનનું રાજ્ય છીનવાઇ ગએલો બાદશાહ ઈરાનથી પાછો ફરતી વેળા મોટું લસ્કર સાથે લઇ આવ્યો હતો. લસ્કરજ સાથે લઇ આવ્યો હતો; તેટલુંજ નહિ પણ ચળકતું બાગ્ય પણ સાથે લાવ્યો હતો. પ્રથમ તેણે હેરાત ઉપર કબજો કીધો. ત્યારબાદ કાબુલપર સત્તા જમાવી, ત્યારબાદ તેના ત્રણે બાઇઓ કે જે તેના સઘળા સંકટના ઉત્પાદક હતા તેને કેદ કરી સઘળા અફગાનીસ્તાનપર રાજ્ય કરવા લાગ્યો. હવે શેરશાહી તથા સલીમશાહી જમાનો નહિ હતો, કે હુમાયુનો હીન્દુસ્તાનમાં દાવ ખાલી જાય. રાજદ્વારી ઉથલપાથલે હુમાયુને હીન્દુસ્તાનપર ફરીથી કબજો કરી લેવાની હિમ્મત અપાવી. હુમાયુએ થોડી ઘણી લડાઇઓ પછી હીન્દુસ્તાનનું રાજ્ય ફરીથી હાથ કીધું. મીરજા બખ્શલ્લાખાન તો કાબુલમાં માર્યો ગયો હતો તેથી અબુલ હસન નિરાશ થઇ જવા પામ્યો હતો. પરંતુ એક કદરદાન અમીરની લાગવગથી બાદશાહી ફોજ સાથે હીન્દુસ્તાનમાં પહોંચી ગયો. અબુલ હસન પોતાની સાવકી માતાની લડાઇ તો ઘરમાં દરરોજ જોતો હતો પરંતુ ઘમસાનની ખુનામરકીની લડાઈ તેણે કદી સાંભળી પણ નહતી. મતલબ કે તે જુની આંખે નવાં કૌતકો જોતો દીલ્લીમાં આવી લાગ્યો.

દીલ્લીમાં એક મસજીદની ઇમામત મળી. અરબી પોષાક, અરબી ભાષા, મધુરો સ્વર અને સાથેજ લતીફાબાજ તબીયત

હતી તેથી મામલો સોનાપર સોહાગા સમાન થઇ પડયો. આ સમય ઇસલામી રાજ્યની જાહોજલાલી અને શાન્તીનો હતો. અબુલ હસનની કદર એવીતો થવા લાગી કે તે જીયાફત અને ખાણું પીણું અને નકામું સમજવામાં આવતું હતુ કે જેમાં અબુલ હસનની હાજરી ન હોય. ખ્યાતિ તથા કદરદાનીનો અવાજ ગરીબ વર્ગમાંથી બહાર નીકળી અમીર-ઉમરાવોના કાન સુધી જઇ પહોંચ્યો. થોડા વખતમાં તો અબુલ હસન બાદશાહી ઉમરાવોની દાવતો તથા મજલીસોમાં નજરે પડવા લાગ્યો.

## અબુલ હસન મુલ્લાં દોપ્યાજા થયો.

જ્યારે શહેનશાહ અકબરના ચળકતા ભાગ્યે દુનિયાના ચુનંદા પુરૂષોને પોતાના દરબારમાં એકઠા કરી આપ્યા ત્યારે તેમાં પ્રખ્યાત અબુલ ફજલનો ભાઇ કવીઓનો શાહજાદો અબુલ ફૈઝ ફૈઝી પણ હતો. ફૈઝીએ પણ અબુલ હસનને દાવતમાં બોલાવ્યો. દોપ્યાજા નામનું ખાણું જે તે સમયમાં બહુજ સ્વાદિષ્ટ થતું હતું તે ખાસ અબુલ હસન માટે તૈયાર કરાવ્યું. અબુલ હસને પણ આંખ મીંચીને તેને જે ચાંપવા માંડયું કે બીજા બધા ખાણાને ભુલી ગયો. ખુશીમાં ગુલતાન થઇ તેણે તે ખાણાનું નામ પુછયું. ફૈઝીએ જવાબ આપ્યો કે તેનું નામ દોપ્યાજા છે. અબુલ હસને આ વખતે એવો ઠરાવ કીધો કે, જે દાવતમાં દોપ્યાજા નહિ હોય તે દાવત મારા માટે અદાવત થઇ જશે.

મસજીદમાં ઇમામત મળી ત્યારથી મુલ્લાં-તથા ફૈઝીની દાવતમાં દોપ્યાજા પર હાથ માર્યાથી દોપ્યાજા ટાઇટલ મળ્યું જેમ દાવતમાં મુલ્લાં દોપ્યાજા ફરજીઆત થઇ પડ્યો હતો તેવી રીતે દોપ્યાજાનું ખાણું પણ તેના માટે ફરજીઆત થઇ પડ્યું હતું. દોપ્યાજાને લગતી વાત શહેરમાં બહુજ પ્રખ્યાત થઇ. પબ્લીકે કોઇની પણ ભલામણ વિના અબુલ હસનને મુલ્લાં દોપ્યાજાનું ટાઇટલ આપી દીધું. આ નામ એવું તો પ્રખ્યાત થવા પામ્યું કે લોકો તેના અસલી નામને પણ ભૂલી ગયા. આજે બહુજ થોડા લોકો એવા હશે, કે જે તેના અસલી નામને જાણતા હોય. થોડા વર્ષો પહેલાં લાહોરમાં મુલ્લાં દોપ્યાજા એવા નામથી એક વર્તમાન પત્ર પ્રગટ થયું હતું.

## મુલ્લાંને માથાંનો મળ્યો.

મુલ્લાં સાહેબ માત્ર ઇમામત કરતા નહિ હતા, પરંતુ જેમ પોતે આખુન્દ મુલ્લાં અબ્દ-ઉર-રહેમાન પાસે મદ્રેસામાં તાલીમ લેતા હતા તેજ ધોરણે તેમણે પણ અહીં એક મદ્રેસો કાયમ કીધો હતો. મદ્રેસામાં વિદ્યાર્થીઓને ફીકા, હદીસ અને બીજી દીની બાબતોની તાલીમ આપતા હતા.

મુલ્લાં સાહેબનો એક શીષ્ય અબ્દુલ જબ્બાર નામનો શાએરીમાં મુલ્લાંના પણ કાન કાપી જાય તેવો હતો. અટકચાળી અને લતીફામાં તે મુલ્લાંની હરીફાઇમાં ઉતરે તેવો હતો. તેની પ્રકૃતિ પણ શાએરીને લાયકની હતી. તેણે મુલ્લાંને

કહ્યું કે ઉસ્તાદ, ગજલ કહેવાને જીવ લલચાય છે, જો કોઇ મીસરો આપો તો બનાવું. મુલ્લાંએ આ મીસરો આપ્યો.

**મીસરો**—શાહાં ચે અજબ ગર બ નવાઝંદ ગદારા.

લક્ષ્મણપુરા શીષ્યે તે મીસરાપર નીચેના શેઅરો લખ્યા.

ઉસ્તાદકો મૈદાનમેં આજ હમને પછાડા,
છાતીપે ચડે કુદકે દાઢીકો ઉખાડા,
ઉસ્તાદકે મીસરે પર લગાતે હૈં તરા હમ,
શાએર હમેં કર દીજીએ યા પીરે બુખારા,
યેહ તરફા ગઝલ હમને કહી મોલવી સાહેબ,
અસલાહસે દીલ કીજીયે ખુરસંદ હમારા,
પેહલીહી ગઝલ પર મેં હુવા દાદકા ખ્વાહાં.
શાહાં ચે અજબ ગર બ નવાઝંદ ગદારા.

મુલ્લાં સાહેબ તો આ ગજલ સાંભળી રાતા પીળા થઇ ગયા, પરંતુ જાહેરમાં કાંઇપણ કહ્યું નહિ, ગુસ્સાને માંડ માંડ રોકી ફરમાવ્યું કે ગજલતો બહુજ સારી બનાવી છે. તેમાં દુરસ્તીની કાંઇ જરૂર નથી. માત્ર તેમાં એક શેઅરની કમી છે તે અમો લખી આપીએ છીએ. એટલું કહી તુરતજ કલમ દાવાત લઇ ગજલ નીચે આ નીચેનો શેઅર ઉમેરી આપ્યો.

યેહ તરફા ગઝલ લાયેહો ઉસ્તાદ કે આગે,
સદ લાઅનતો ફીટકાર ચુનીં ઝેહન રસારા.

ઉપરની હકીકતમાં શંકા લઇ શકાય તેવું સબળ કારણ છે. અબ્દુલ જબ્બારે જે ગજલ લખી છે તથા મુલ્લાં સાહેબે

જે તેમાં ઉમેરા કીધા છે તે ઉરદુ ભાષામાં છે. શહેનશાહ અકબરના વખતમાં ઉરદુ ભાષા આવી સરસ હતીજ નહિ તેથી જેમ અનેક લતીફાની વાતોના ઉત્પાદક મુલ્લાં દોપ્યાજા તથા બીરબલને લેખકોએ બનાવી નાખ્યા છે તેમ આમાં પણ બનવા પામેલું છે જે માણુસને પુરાની ઉરદુ ભાષાનો અનુભવ છે. તે ઉપરની ગજલ શહેનશાહ અકબરના સમયમાં લખાએલી કદી માની શકે નહિ. અલબત્તા અબ્દુલ જબ્બાર નામનો કોઈ શીષ્ય ટીખલી હોવો જોઇએ અને તે મુલ્લાંની છેડછાડ કરતો હશે તેથી ઉપરની ગજલોના ઉત્પાદક તેમનેજ ઠરાવી લેવામાં આવ્યા જણાય છે.

## અકબરનો દરબાર અને મુલ્લાં દોપ્યાજા.

મુલ્લાં દોપ્યાજાનો અકબરના દરબારમાં કેવી રીતે પ્રવેશ થવા પામ્યો તેને લગતી નીચે જણાવેલી બે વાતો પ્રસિદ્ધ છે.

**પહેલી વાત**—કહે છે કે એક ઘણીજ બદસીકલ સ્ત્રીએ અકબરના દરબારમાં આવી ફરિયાદ કીધી કે, તેણીની સાથે એક માણુસે બળાત્કાર સંભોગ કીધો છે. દરબારી લોકોએ તો આ ફરિયાદને વિશ્વાસને પાત્ર નહિ ગણતાં મશ્કરીમાંજ ઉડાવી દેવાનું ઇચ્છયું, પરંતુ અકબરનું દીલ કે જે જુદા જુદા રંગનું મીક્ષચર હતું તેણે તે તરફ પોતાનું લક્ષ ખેંચ્યું અને ફરમાવ્યું કે, આ મુકર્દમાની જરૂર તપાસ થવી જોઇએ. જે માણુસ ગુન્હેગારનો પતો મેળવી આપશે તેને મોટી રકમનું ઇનામ આપવામાં આવશે.

આ હુકમ સાંભળી ઇનામના શોખીનો કદરૂપા અને બદ સીકલ માણુસોને પકડી પકડી દરબારમાં રજુ કરવા લાગ્યા, પણ જે માણુસ રજુ થતો તેને જોઇ તેણી કહી આપતી કે, તે આ માણુસ નથી. ઇનામની લાલચે મુલ્લાં સાહેબ પણ ડીટે-કટીવ બન્યા. છેવટે એક દેખાવડા અને ખુબસુરત યુવકને પકડી અકબરના દરબારમાં જઇ પહોંચ્યા. સઘળા લોકો જોઇને આશ્ચર્ય પામી કહેવા લાગ્યા કે, આવા યુવાન, કદાવર, ખુબ-સુરત અને ભોળાભાળા માણુસથી આવું નીચ કર્તવ્ય બનવું જાહેરમાં બનવા જોગ લાગતું નથી, પરંતુ આ યુવાન પુરૂષ-પર જેવી તે સ્ત્રીની નજર પડી કે તુરતજ તેણી બોલી ઉઠી કે, આ એજ માણુસ છે કે જેણે મારી સાથે બળાત્કાર સં-ભોગ કીધો છે. બાદશાહે આ ગુનેહગારને પકડી લાવનારને હાજર કરવાનો હુકમ કીધો. મુલ્લાં સાહેબ તુરતજ રજુ થયા. બાદશાહે પુછ્યું કે તમોને આ માણુસપર આ ગુનાહ માટે કેવી રીતે શક આવ્યો ? મુલ્લાંએ જણાવ્યું કે ખુદાવંદ ! મેં આ માણુસને એવી સ્થિતિમાં જોયો કે તે એક ગટરપર બેસી હાથપગ ધોઇ તથા કોગળા કરી રહ્યો છે. મેં વિચાર કીધો કે જે માણુસ આવા ગંદા પાણીથી હાથ મોંહ ધોવામાં સુગ સમજતો નથી તે આવી કદરૂપી સ્ત્રી સાથે સંભોગ કરવામાં કેમ નફરત કરી શકે ? ખરેખર તેજ માણુસ ગુનેહગાર હોવો જોઇએ.

મુલ્લાંની આ વાત સાંભળી બાદશાહે તેની કલ્પના શક્તિ-

નાં વખાણુ કીધાં અને ઇનામ માટે જે રકમ નિર્ણય કરવામાં આવી હતી તે ઉપરાંત મોટી કીમતનો સરપાવ આપ્યો, તેમજ ફરમાવ્યું કે તમો દરરોજ દરબારે આમ તથા દરબારે ખાસમાં વિના અચકાએ આવ્યા કરો.

**બીજી વાત**—આ સમયમાં મુફતી મોહમદ ઝકરીયા લાહોરનો કાજી હતો. તે હદીસ, તફસીર, ફીકા વગેરેમાં મહા પ્રવિણુ હતો. પરંતુ સાથેજ તે ગર્વના કેફમાં ચકચુર હતો. અબુલ ફજલ તથા ફેઝી સાથે તેનો ઇલ્મી સંવાદ ચાલતો હતો. ફીકાહના મુળતત્વના વિવાદમાં તે હમેશાં આ બન્ને ભાઇઓપર ફાવી જતો હતો. માત્ર વ્યાકરણુમાં તેનું જ્ઞાન પુખ્ત નહિ હતું. ફેઝીએ એક દહાડો મુલ્લાં પાસે કાજીની શીકાયત કીધી, મુલ્લાં કહે કે મને સાથે લઇ ચાલો તો ખુદાની મહેરબાનીથી હું તેની ચાંચ બંદ કરી આપીશ. ફેઝીએ એક દહાડો લાગ જોઇ અકબરની હજુરમાં મુલ્લાંની હાજર જવાબી અને આનંદી ટુચકા ટાહુકાના વખાણ કીધા. અકબરે તેને દરબારમાં હાજર થવાની રજા આપી. બીજે દહાડે જ્યારે કાજી સાહેબ પણુ દરબારમાં હાજર હતા ત્યારે મુલ્લાં સો ગજનો પાઘડો માથે બાંધી અને પચાસ ગજનું છોગું કે જેને એક નોકર મોટા થાળમાં રાખી પાછળ ચાલ્યો આવતો હતો તેવી સ્થિતિમાં દરબારમાં હાજર થયા. મુલ્લાંને આવા વિદૂષક દેખાવમાં દરબારમાં આવતો જોઇ બાદશાહને બહુજ હસવું આવ્યું; પણ દરબારના અમીર ઉમરાવો બાદશાહી દબદબાના કારણે હંસીતો ન શક્યા; પરંતુ

સત્રગાઓએ પોતાના મુખમાં રૂમાલ ઠાંસી લીધા. મુલ્લાં સાહેબ આવી સ્થિતિમાં દરબારી નમન કરી કાજી સાહેબની બાજુમાંજ રોફથી બેસી ગયા. કાજી સાહેબે પુછ્યું કે મુલ્લાં સાહેબ, આપનો નોકર આપની પછવાડે શું ઉપાડીને ઉભો છે! મુલ્લાએ પુરતા ગર્વ તથા રોફમાં જવાબ આપ્યો કે, છોગુ! કાજીએ કહ્યું કે છોગું અને તે આટલું બધું લાંબુ? મુલ્લાંએ કહ્યું કે તમોએ હજુ નથી સાંભળ્યું કે છોગું ઇલ્મના પ્રમાણમાં હોય છે! આ સાંભળી સઘળો દરબાર હસી પડયો અને ખુદ બાદશાહ પેતાનું હસવું થોભાવી શકયો નહિ.

## લતીફાઓમાં અતિશયોક્તિ.

અબુલ ફજલ તથા ફૈઝી મુલ્લાંની વાકય ચાતુર્યતા અને હાજર જવાબીથી બહુજ ખુશી રહેતા હતા. જ્યારે કોઇ રાજકીય કામને લઇ બહાર ગામ જતા ત્યારે પત્ર વ્યવહારથી મનને પ્રફુલિત રાખતા હતા. અબ્દ-ઉર-રહીમ, ખાનખાનાન, મીરઝા કોકલતાશ, હકીમ હુમામ, હકીમ અબુલ ફત્તાહ, અબુલ ફજલ, ફૈઝી, રાજા માનસીંગ વીગેરે તો લતીફાબાજી કે વાકય ચાતુર્યતામાં મુલ્લાને હફાવે તેવા નહિ હતા; અલબત્તા બીરબલ તેનો પ્રતિસ્પર્ધિ હતો. તેઓ બંને વચ્ચે ખુબ ચકમક ઝરતો રહેતો હતો.

મુલ્લાં દોપ્યાજા અકબરી દરબારમાં પહોંચતાંજ થોડા દીવસમાં પોતાની કુદરતી કુશળતા અને વાકય ચાતુર્યતાનાં કારણે એટલે સુધી પોતાની જીભના ઘોડાને બે લગામ બનાવી બેઠો

કે, અકબરના નવ રતન ઉપરાંત ખુદ બાદશાહને મજાકમાં ઉડાવવાને ચુકતો ન હતો; અકબર પણ જીવતું અંતઃકરણ ધરાવતો આનંદ પસંદ બાદશાહ હતો તેથી પોતાના મનપર જરાપણ કચવાટ નહિ આવવા દેતો હતો. શેખ સાદીનાં બોલ પ્રમાણે કે " બાદશાહ કદી વખાણથી નારાજ થઈ જાય છે અને કદી ગાળોથી ખુશી થઇ ઇનામ અકરામ આપી માલામાલ કરી આપે છે " તે મુજબ વર્તતો હતો.

મુલ્લાં દોપ્યાજા તથા બીરબલના લતીફા મોટે ભાગે અપવિત્ર ભાષામાં થતા રહેતા હતા, પરંતુ બહુજ પ્રાસંગિક હોવામાં કશો સંદેહ રહેતો નહિ. જો આવા લતીફાઓને અત્રે ટાંકી બતાવવામાં આવે તો વીવેક તથા સભ્યતાનું ખુન થઇ જાય છે અને નીતિરીતિના કાગળને ડાઘ લાગે છે.

લતીફા પસંદ લોકોએ તેમના અપવિત્ર લતીફાઓમાં અતિ ઉમેરો કરી આપ્યો છે. જે અપવિત્ર લતીફા જોયો કે સાંભળ્યો તેને ઝટ લઇ મુલ્લાં દોપ્યાજા તથા બીરબલનાં નામપર ચડાવી આપ્યો. આટલું થવામાં તો કાંઈ અડચણ જેવું કદાચ ન માનીએ, પરંતુ તેમણે મોટો જુલમ તો એ કીધો કે, ખુદ શાહેનશાહ અકબર પર પણ પોતાનો હાથ સાફ કરવા લાગી ગયા. બીરબલ તથા મુલ્લાં જેવા માણસો હીન્દના બળવાન અને રોઆબદાર શાહેનશાહની પુત્રીનું ચુંબન કરવાની શરતો બાંધે તેવા તદન જુઠા બનાવનો કોઇ સમજુ માણસ કદીપણ સ્વીકાર નહિજ કરી શકે, બીરબલ એક દાસીને એમશીખ-

વાડે કે, તું શાહજાદીના ગાલપર સોય ભોંકી એમ બુમ પાડ કે વીચ્છુ કરડી ગયો છે. પછી બાદશાહ સલામત તેનો ઇલાજ પુછશે એટલે હું બધું જોઇ લઇશ. મતલબકે આવા બહાનાથી રાજા બીરબલે પોતાના સરદાર, માલેક અને ખુદાવીંદની શાહજાદીના ગાલનું ચુંબન કરી લીધું; તે જેનામાં જરાપણ બુદ્ધિ હોય તે કેમ માની શકે? લતીફાબાજ લોકોએ સ્મુજપર ચડી આવી અનેક કલ્પિત કથાઓ યોજી કહાડી બીરબલ તથા મુલ્લાંના નામ તથા કામને ડાઘ લગાડયો છે.

## અકબરને ઉલ્લુ બનાવ્યો.

આવા કલ્પિત લતીફાબાજ લોકોએ એક એવી વાત જોડી કહાડી છે કે, જે કદીપણ ગળે ઉતરે તેવી નથી. તેઓ લખે છે કે, અકબરે એક વખતે મુલ્લાંને કહ્યું કે કોઇ એવી હંસી કરો કે પ્રથમ કદી ન થવા પામી હોય. મુલ્લાંએ કહ્યું કે હું આ બાબતનો જવાબ થોડા દીવસ પછી આપીશ. હજુ થોડા દિવસો વિતવાજ નહિ પામ્યા હતા ટેટલામાં બાદશાહ કોઇ કારણથી મુલ્લાંપર નારાજ થઇ ગયો અને તેને દેશનીકાલ કરવાનો હુકમ આપ્યો. મુલ્લાં હીન્દ છોડી બહાર તો ન ગયો પણ વિંધ્યાચળ પર્વતની કોઈ ગુફામાં છુપાઇ બેઠો. દરબારનો આનંદ પ્રાપ્ત કરવા માટે દરેક વખત મુખમાં પાણી છુટયા કરતું હતું. દરબારમાં ફરીથી પ્રવેશ કરી શકાય તે માટે યુક્તિઓ શોધવા લાગ્યો. છેવટે બાદશાહની તે વાત એટલે કે કોઈ એવી હંસી કરો કે તે કદી ન થવા પામી હોય તે યાદ

આવી ગઇ. મુલ્લાં તુરતજ ગુફામાંથી બહાર નીકળી આવ્યો, પાસેના કસ્બામાંથી એક સફેદ કપડાંનું થાન વેચાતું લઇ, દાહડી, મુછો ચટ કરી અને માથાપર મોટો પાઘડો બાંધી પહાડના શીખરપર આવી બેઠો. લોકોએ વિચાર્યું કે આ મોટો મહાત્મા પુરૂષ છે, તેથી તેની પાસે આવજાવ કરવા લાગ્યા. મુલ્લાં બીલકુલ અવાચક થઇને બેઠો, કોઇની વાતનો કશોપણ જવાબ આપતો નહિ. આ કારણને લઇ લોકોનો વિશ્વાસ તેમના પ્રત્યે ઘણો વધી ગયો; અને રહેતાં રહેતાં આ વાત બાદશાહના કાન સુધી જઇ પહોંચી. બાદશાહની ફકીરો પ્રત્યે આસ્થા ઘણી હતી, અને ખાસ કરી આ સમયમાં આસ્થાનો બજાર તેજ હતો; કેમકે તેની સંપુર્ણ યુવાવસ્થા હતી અને તેને કંઇપણ સંતાન નહિ હતું. તેટલા માટે આવા ફકીરો તરફ તેનું લક્ષ ખેંચાતું હતું. મતલબ કે, બાદશાહ આ બનાવટી ફકીરની સેવામાં હાજર થયો, અને હાથ જોડી નમન કરી ઉભો રહ્યો; પણ આ પીરોના પીર તો માથું પણ હલાવતા નથી. જ્યારે બાદશાહે બહુજ કાલાવાલા કરી અરજ કીધી ત્યારે મહાત્માએ કૃપાવંત થઇ ઈશારાથી બાદશાહને પોતાની પાસે બોલાવ્યો. બાદશાહ ડગમગતે પગે જઇ તેના પગપર જઇ પડ્યો. મહાત્માએ તેનું માથું પોતાના પગ પરથી ઉચકી ગુપ્તપણે તેના કાનમાં કહ્યું કે " હું સ્વર્ગનો ફરીસ્તો છું. ખુદા તરફથી તારાપર પૈગામ લાવ્યો છું અને આઠ દીવસ પછી સ્વર્ગનો પોશાક લઈ આવી તને પહેરાવીશ

તે પોશાકને હલાલજાદો તો બહુજ સ્પષ્ટ રીતે જોઇ શકશે, પરંતુ હરામજાદાને તે બીલકુલ દેખાઇ શકશે નહિ." મતલબકે બાદશાહ આઠ દહાડા પછી ફરીથી હાજર થયો. મહાત્માએ તેને પોતાની પાસે પ્યારથી બેસાડ્યો. તેણે મહાત્માના ઇશારાથી પોતાનાં સઘળાં કપડાં ઉતારી નાખ્યાં. મહાત્માએ પોતાના પવિત્ર હાથો વતી બાદશાહના માથાથી પીઠ સુધી અને કમરથી પગની આંગળીઓ સુધી એવી રીતે હાથ ફેરવ્યો કે જેવી રીતે કોઇ કપડાં પહેરાવે છે. ત્યારબાદ પાઘડી જેવી રીતે બંધાવવામાં આવે છે તેવી રીતે તે પણ બંધાવી. એવી રીતે પોશાક તથા પાઘડી પહેરાવી કહ્યું કે કહો કેવો સરસ પોશાક છે ?

બાદશાહ પોતાને તદ્દન નગ્ન જોઇ બીલકુલ દીગમુંઢ બની ગયો. પણ એવા વિચારથી કે તે હરામજાદો ન ગણાઇ જાય. તે કહેવા લાગ્યો કે "સુબ્હાનલ્લાહ ! ઘણોજ નુરાની પોશાક છે" મતલબ કે બાદશાહ તેવીજ નગ્ન સ્થિતિમાં હાથીપર સવાર થઇ શહેર તરફ ચાલી નીકળ્યો. માર્ગમાં હજારો લોકો દર્શન માટે ઉભા હતા. જ્યારે તેમણે જોયું કે બાદશાહ નગ્ન સ્થિતિમાં આવે છે ત્યારે તેઓ પણ આશ્ચર્યતાના સાગરમાં ડુબવા લાગ્યા, પરંતુ એવા વિચારથી કે હરામજાદા ન કહેવાઇએ. કોઇ પોતાના વિચારને જાહેર નહિ કરતા હતા. શહેરના દરવાજા પાસે રાજા બીરબલની મુલાકાત થઇ. તેણે પણ ઉપર જણાવેલી ધાસ્તીના કારણે કહ્યું કે, વાહ વાહ ! કેવો સુંદર

અને નુરાની પોશાક છે! આવો પોશાક અગાઉ કદીપણ જોવામાં આવ્યો નથી. આ સાંભળી બાદશાહ વિચારસાગરમાં ડુબી ચીન્તાતુર બની ડુબકીઓ મારવા લાગ્યો. તે મનમાં કહેવા લાગ્યો કે "શું કારણ છે કે મને આ સ્વર્ગનો પોશાક નજરે પડતો નથી!" તુરતજ પોતાની માતા મરીયમ મકાની પાસે આવ્યો અને કહેવા લાગ્યો કે "ખરેખર બતાવો કે આ શી બાબત છે? હું ઘણોજ વિચિત્ર અને વિલક્ષણ મુંઝવણમાં પડી ગયો છું. મેં પહેરેલો પોશાક લોકોને દ્રષ્ટિગોચર થાય છે પણ મને તે બીલકુલ જોવામાં આવતો નથી." તેણીએ તુરતજ એક સુરવાળ આપી કહ્યું કે તેને પહેર અને પછી જો. બાદશાહે સુરવાળ પહેરી જોયું તો સુરવાળ પહેરેલી તેટલા ભાગ સિવાય સઘળું શરીર નગ્ન જોવામાં આવ્યું. બાદશાહે ગુસ્સે થઈ હુકમ આપ્યો કે "તે લુચ્ચા પીરને પકડીને હાજર કરો;" પરંતુ સીપાઇઓએ ત્યાં જઇ જોયું તો મહાત્મા પીર ગચ્છંતી કરી ગયા હતા. છેવટે બાદશાહે લાચાર થઇ એવી મતલબનું જાહેરનામું બહાર પાડ્યું કે "જે માણસે આ કર્તવ્ય કીધું છે તે ખુદ પોતેજ આવી દસ હજાર રૂપીઆનું ઇનામ લઇ જાય." બાદશાહે એવા વિચારથી આવું જાહેરનામું કહાડ્યું કે ઇનામની લાલચેજ ગુન્હેગાર આવી હાજર થશે. ઇનામનું નામ સાંભળી મુલ્લાં સાહેબ ધડંમ કરતા આવી હાજર થયા. બાદશાહે તેને પુછ્યું કે "બતાવો કે તમોએ શું કીધું છે?" મુલ્લાં બોલ્યા કે "મેં મત્ર

આપના હુકમપર અમલજ કીધો છે. આપે ફરમાવ્યું હતું કે કોઇ એવી હંસી કરો કે જે આજ સુધી ન થવા પામી હોય." બાદશાહ બહુજ ખુશ થયો અને ઠેરવેલાં ઇનામ ઉપરાંત વિશેષ ઇનામ આપી તેને શહેરમાં દાખલ થવાની રજા આપી.

ઉપરની ઘટપુછટ વિનાની વાતને સત્ય સમજ કબુલ રાખી શકતી નથી. અકબર કે જેની સંઘાતમાં દરેક વખતે અબુલફજલ તથા ફૈઝી જેવા તે સમયના એરિસ્ટોટલ અને પ્લેટો રહેતા હોય તેણે આવું અસભ્ય કાર્ય કીધું હોય એમ કેમ માની શકાય ? !

## ખાકે શફા અને ખુને શહીદાં.

એક દીવસે અકબાર બાદશાહે ભેટ સોગાદની કેટલીક પેટીઓ તાળાં વાસેલી રાજા બીરબલને સુપ્રત કીધી અને ફરમાવ્યું કે તેને ઇરાનના શાહની હજુરમાં લઇ જાઓ. બીરબલ હુકમનો સ્વીકાર કરી પેટીઓ પોતાને ઘેર લઇ ગયો. તેણે પ્રપચ કરી પેટીઓ માંહેની સઘળી વસ્તુઓ કહાડી લીધી અને તેને બદલે ઇસ્તંજાના ઢેલા અને હેઝનાં લોહિવાળાં ચીથરાં તેમાં ભરી આપી બાદશાહના હજુરમાં તે પેટીઓ સહુ આવી કહેવા લાગ્યો કે હું જો ઇરાન જઇશ તો મોટું નુકશાન થશે. પણ જો મુલ્લાંને મોકલવામાં આવે તો બહુજ બેહતર ગણાય. આવો પ્રપંચ કરવાથી બીરબલનો હેતુ એ હતો કે જ્યારે ઇરાનનો શાહ આ વસ્તુઓને જોશે ત્યારે તેને કતલ કરી નાખશે અને એ રીતે આ દરરોજ કંટાળા આપતો હરીફ

સદાને માટે દુર થઈ જશે. બાદશાહે બીરબલની વાતને માન્ય રાખી પેટીઓ મુલ્લાને હવાલે કીધી. બાપડો મુલ્લાં મુળ ભેદને જાણતોજ ન હતો કે આ પેટીઓમાં શું ભરેલું છે. પેટીઓ લઈ તુરતજ ઇરાન તરફ રવાના થઇ ગયો. ત્યાં પહોંચી પેહલે દહાડે દરબારમાં હાજર થઇ બાદશાહનો સલામ પહોંચાડયો. બીજે ત્રીજે દહાડે અવકાશ જોઇ પેટીઓ દરબારમાં લઇ ગયો. ઇરાનના શાહે હુકમ આપ્યો કે આ પેટીઓને ખોલી નાખવી. આજ્ઞાનુસાર પેટીઓ ખોલવામાં આવી. પેટીઓમાં જે ચીજો બીરબલે રાખી હતી તેજ તેમાંથી નીકળવા પામી. મુલ્લાં આ વસ્તુઓને જોઇ આશ્ચર્ય, શરમ અને ચીન્તામાં પડી ગયો. પરંતુ મુલ્લાંની સમય સુચકતા તથા તિવ્ર બુદ્ધિનું પુછવુંજ શું! તુરતજ એક નવો તુક્કો ઉપજાવી કહાણી કહેવા લાગ્યો કે " ભેટ સોગાદ તો આ મોકલાવી છે અને રૂબરૂમાં કેટલીક હકીકત કહેવાનું જણાવ્યું છે. જો આજ્ઞા હોય તો નિવેદન કરૂં " બાદશાહે હુકમ કીધાથી મુલ્લાંએ અરજ કીધી કે " કરબલા મોઅલ્લાથી ખાકેશફા તથા ખુને શહીદાં બાદશાહ પાસે આવ્યા હતા, પરંતુ એવાં કારણથી કે, હીંદુસ્તાનમાં આવા અમુલ્ય તોહફાની કદર નથી તેથી આપની સેવામાં મોકલાવેલ છે. " આ ફીટફીટનો ફકરો સાંભળી બાદશાહ તથા તેના દરબારીઓ ઘણાજ ખુશી થયા. બાદશાહ કહેવા લાગ્યો કે " આ ભેટ સોગાદથી હું એટલો બધો ખુશી થયો છું કે જો સઘળી દુનિયાની દોલત મોકલાવી હતે તો પણ તેટલો ખુશી થતે

નહિ ” મતલબકે મુલ્લાં પોતાની અગાધ ચતુરાઇ તથા સમય સુચકતાથી બહુજ સફાઇથી છટકી ગયો.

ઉપરનો કીસ્સો પણ તદ્દન બનાવટી જણાય છે. ઇરાનનો શાહ તથા તેના અમીર ઉમરાવો મસજીદના ઢેલા તથા ખાકે-શફામાં તમીઝ ન કરી શકે એ બનવાજોગ નથી. બનાવટી લતીફા-બાજને આવા કલ્પિત લતીફાઓ બહુજ આનંદ આપે છે. લોકો પણ તેની સત્યતાનો વિચાર કીધા વિના તેનાથી આનંદ ઉઠાવે છે આવું સર્વથા જોવામાં આવે છે.

## બદ્ર અને હીલાલ.

મુલ્લાંએ ઇરાનમાં પહોંચી ધાર્મિક દલીલોથી ઇરાની મો-લવીઓને તંગ કરવા માંડ્યા. તેટલા માટે તેને મારી નાખ-વાની યુક્તિઓ થવા લાગી. છેવટે તેમણે નિર્ણય કીધો કે બાદશાહની સલાહથી તેનું ટુંકું પતાવી નાખવું. એક દહાડો તેમણે ઠરાવ કીધો કે મુલ્લાંને દરબાર વચ્ચે એમ પુછવું કે તારો બાદશાહ સારો કે અમારો ? જો આપના (ઇરાનના શાહ) તે વખાણ કરશે તો અકબર તેને જીવતો છોડશે નહિ. જો તે અકબરના વખાણ માટે પોતાની ચાંચ ખોલશે તો તેની બે-અદબીના ગુનાહમાં તેને મારી નાખવો કાંઇ મુશકીલ નથી. બાદશાહને તે વાત ઘણીજ ગમી ગઇ. દરબારે આમમાં મુ-લ્લાંને બોલાવવામાં આવ્યો અને દરબારના શુભેચ્છકોએ મુલ્લાંને પુછ્યું કે “ બતાવો કે તમારો બાદશાહ સારો છે કે અમારો ? ” મુલ્લાં આ વાત સાંભળી ચુપ થઇ ગયો. જવાબ

માટે પુછવામાં આવ્યું છતાં પણ તે કાંઇ બોલ્યો નહિ. જ્યારે બાદશાહે જોયું કે મુલ્લાં સાંભળીને ચુપ થઇ ગયો છે ત્યારે તેણે ફરમાવ્યું કે "મુલ્લાં સાહેબ જવાબ તો આપો!" હવે મુલ્લાં સાહેબના હોશ ઉડી ગયા. છેવટે યુક્તિ સુજી આવી બોલ્યા કે "ખુદાવીંદ આપ તો બદ્ર (પુર્ણિમાંનો ચંદ્રમા) છો અને તેઓ હીલાલ (સુદ ૨ નો ચંદ્રમા) છે." આ સાંભળી બાદશાહ બહુજ ખુશ થયો. ઇનામ અકરામ ઉપરાંત મોટી કીંમતનો સરપાવ પણ આપ્યો. આ બાબતના સમાચાર તુરતજ અકબર બાદશાહ તરફ રવાના થયા. અકબર આ સમાચાર સાંભળી મુલ્લાં પ્રત્યે બહુજ નાખુશ થઇ ગયો. તુરતજ મુલ્લાંને બોલાવવા માટે હુકમ કીધો. હુકમ મળતાંજ વીજળી જેમ મુલ્લાંને આવી હાજર થવું પડ્યું. બાદશાહે કહ્યું કે "કેમ મુલ્લાં! બીજાઓ આગળ અમારી આમ ભર દરબારમાં બેઅદબી? અમારૂં ખાવું અને અમારૂંજ ખોદવું? બસ તમારી સજા એજ છે કે આવતી કાલે તમોને કતલ કરી નાખવામાં આવે." મુલ્લાંએ હાથ જોડીને અરજ કીધી કે "ખુદાવીંદ પ્રથમ મુજ નાચીજનો કસુર મને જણાવો." બાદશાહે જે સમાચાર ઇરાનથી આવ્યા હતા તે મુલ્લાંને કહી બતાવ્યા. મુલ્લાંએ સાંભળી ઘણાજ વિવેક સાથે નમન કરી અરજ કીધી કે "મારા શબ્દોના ઉદ્દેશનો પ્રથમ વિચાર કરો." બાદશાહે આશ્ચર્ય પામી કહ્યું કે તમોજ કહી બતાવો. મુલ્લાંએ અરજ કીધી કે સેવકે આપને જે હીલાલ જાહેર કીધા એટલે સુદ

બીજનો ચંદ્રમા તે બરાબર છે. કેમકે સુદ બીજનો ચંદ્રમા દરરોજ ઉન્નત સ્થિતિ પ્રાપ્ત કરતો જાય છે તેમને બદ્ર એટલે પૂર્ણિમાનો ચંદ્રમા જણાવ્યા તો તેમની દીનપ્રતિદીન પડતી થાય છે. ભલા ક્યાં આપ, અને ક્યાં તે ! ક્યાં રજકણ અને ક્યાં સૂર્ય ! અકબરને આ વાત બહુજ પસંદ આવી ગઇ. ઇરાનના શાહ કરતાં પણ વિશેષ ઇનામ આપી તેને ખુશી કીધો. ઉપરાંત એવો પણ હુકમ કીધો કે, તેમણે અહીંથી બીજી જગોએ જવુંજ નહિ.

## મોહંમદ ઉમર કે ખાદીમ અલી ?

એક વખતે મુલ્લાં સાહેબ ઇરાનમાં હમામમાં જતા હતા. હમામના દ્વારપર એક સીપાઇએ તેમની દાહડી મૂછોનો રંગ ઢંગ જોઇ પુછયું કે " જનાબ ચે નામ મીદારદ " યાને તમારૂં શું નામ છે ? મુલ્લાએ જવાબ આપ્યો કે " મોહંમદ ઉમર " સીપાઇ શીઆ મતનો હતો તેથી ઉમરનું નામ સાંભળી ઉશ્કેરાઇ ગયો. તલવાર મીયાનમાંથી ખેંચી મુલ્લાંને મારી નાખવા દોડયો; પરંતુ મુલ્લાં સાહેબ ઉતાવળથી હમામમાં ઘુસી ગયા. મજકુર સીપાઇ મુલ્લાંની વાટ જોઇને બહાર તલવાર હાથમાં લઇ ઉભો થઇ રહ્યો. જ્યારે મુલ્લાં નહાઇ ધોઇ હમામથી બહાર નીકળ્યા ત્યારે સીપાઇએ પુછયું "મુલ્લાં ચે નામદારી" યાને તારૂં શું નામ છે ? મુલ્લાંએ કહ્યું કે " ખાદીમઅલી " ખાદીઅલી નામ સાંભળી સીપાઇ કહેવા લાગ્યો કે " અવ્વલ ચરા દરોગ ગુફની " યાને પ્રથમ શા માટે જુઠું બોલ્યો હતો ?

મુલ્લાંએ જવાબ આપ્યો કે " દર આં વખત નાપાક બુદમ વકતે કે પાક શુદમ નામે અલી બઝબાન આવુરદમ " યાને તે વખતે નાપાક હતો હવે પાક થયોછું, તેથી જીભપર અલી નામ આવ્યું છે." સિપાઇ આવો જવાબ સાંભળી મુલ્લાંના પગપર પડી ગયો અને માફીની માગણી કરવા લાગ્યો.

## બીરબલથી પણ વધી ગયા.

મીરજાં અઝીઝ કોકલતાશે જયારે નવી ઇમારત તૈયાર કરાવી ત્યારે તેના વાસ્તાનાં મુહુર્તની ક્રીયામાં બીરબલ તથા મુલ્લાંને પણ નોતર્યા હતા. સઘળા મેહમાનોએ ઇમારતના બહુજ વખાણ કીધાં. બીરબલ કહેવા લાગ્યો કે " ઇમારત તો ઘણીજ સરસ છે પણ તેનું દ્વાર એટલું બધું સાંકડું છે કે મરનારનો ખાટલો ઘણી મુશકીલીથી બહાર નીકળી શકશે." મીરજા અઝીઝ કોક-લતાશને આ વાકય બહુજ નાપસંદ આવ્યું અને તુરતજ મુલ્લાં સાહેબ આગળ તેની શીકાયત કીધી. મુલ્લાં કહેવા લાગ્યો " રાજા બીરબલમાં અક્કલજ કયાં છે! ઇમારતનું દ્વાર તો એટલું બધું પહોળું છે કે, જો આપનું સઘળું કુટુંબ મરી જાય તો પણ સઘળી લાશો બહુજ ફરાગતથી નીકળી શકશે " મીરઝા અઝીઝ કહેવા લાગ્યા; આપ તો રાજા કરતાં પણ વધી ગયા. મુલ્લાંએ કહ્યું કે એ માત્ર આપની મહેરબાની છે નહિતર મારી શું ગુંજાશ છે

## મુલ્લાંનો વિચિત્ર ફેસલો.

એક સ્ત્રીએ આવી બાદશાહની હજુરમાં ન્યાય માગ્યો. તેણી બોલી કે ફલાણા માણસે મારી સાથે બળાત્કાર સંભોગ

કીધો છે. બાદશાહે ન્યાય આપવા માટે મુલ્લાં તરફ ઇશારો કીધો. મુલ્લાંએ કહ્યું કે ખુદાવીન્દ ! આરોપીને અત્રે હાજર કરવો જોઇએ, કે જેથી વાદી પ્રતિવાદીની સમક્ષ ન્યાય આપવામાં આવે. જ્યારે તે માણુસ આવ્યો ત્યારે તેને પુછતાં તેણે ગુનોહ કરવાથી ઇનકાર કીધો. મુલ્લાંએ કહ્યું કે ખુદાવીન્દ ! આ માણુસ પાસેથી પચાસ રૂપીઆ દંડના લેવડાવી તે સ્ત્રીને અપાવવા જોઇએ. જ્યારે તે સ્ત્રી રૂપીઆ હાથમાં લઇ બહાર નીકળી ત્યારે મુલ્લાંએ તે માણુસને કહ્યું કે, તું તારા રૂપીઆ તેણી પાસેથી છીનવી લાવ. તે બહાર જઇ રૂપીઆ ઝુંટવા લાગ્યો, પરંતુ તેણીએ રૂપીઆ હાથથી છોડયાજ નહિ. છેવટે સ્ત્રીએ દરબારમાં આવી તે માણુસ પોતાના રૂપીયા છીનવી લેવા ચાહે છે તેવી ફરિયાદ કીધી. મુલ્લાંએ તેણીને કહ્યું કે જ્યારે આ માણુસ તારી પાસેથી રૂપીઆ છીનવી શકયો નથી તો પછી તારી સાથે તે કેવી રીતે બળાત્કાર સંભોગ કરી શકયો હશે ? આ માણુસપર તેં બીલકુલ જુઠો આરોપ મુકયો છે. આવો ફેસલો જોઇ બાદશાહ ઘણોજ ખુશી થયો.

## મુલ્લાંનો એક સ્ત્રી માટે અભીપ્રાય.

શહેનશાહ અકબરના તખ્તનશીન થયાના એકવીશમાં વર્ષે વાર્ષિક દરબાર મહોત્સવના પ્રસંગે ખાનદેશના રાજાએ એક યુવાન, મજબુત અને કાળી આંખોવાળી સ્ત્રીને ભેટ કીધી. અકબરે દરબારના સઘળા લોકોને હુકમ કીધો કે, તેણીના ગુણ-દોષ કહી આપો. બીરબલ બોલ્યો " ખુદાવીન્દ ! અમારા કોકા

પંડીતે પોતાના કોકશાસ્ત્રમાં તેવી સ્ત્રીનું નામ " હસ્તીની " રાખ્યું છે. પરંતુ " ડંકણી " ના લક્ષણો તેનામાં વધુ દ્રષ્ટિગોચર થાય છે. અબુલ ફજલ તથા ફેઝીએ કહ્યું કે, શેખ રઇસે સ્ત્રીઓના ચાર પ્રકાર જણાવ્યા છે. ૧ અનાના ૨ મનસાના ૩ કીનલક્કા ૪ ખદરદમન. આ સ્ત્રી મારી દ્રષ્ટિમાં કીનલક્કા કે મનસાના લક્ષણોવાળી જણાય છે, અને તે કામાગ્નિનું પુતળું છે. ખાનખાનાએ હાથ જોડી અરજ કીધી કે, તર્કવિદ્યામાં મુલ્લાં ઘણી કુશળતા ધરાવે છે. તેના કરતાં બીજું કોઇ તેણીનાં લક્ષણો બતાવી શકશે નહિ. દરબારના સઘળા લોકોએ પણ ખાનખાનાનની વાતનું અનુમોદન કીધું. બાદશાહ પણ બોલી ઉઠયા કે, મુલ્લાં સાહેબ તમોજ જણાવો. મુલ્લાંએ અરજ કીધી કે આ સ્ત્રીની વાત તો એક તરફ પણ જો મીર મુનશી નોંધ કરતા જાય તો હું સઘળા દરબારીઓનાં ગુપ્ત લક્ષણો કહી શકું છું. બાદશાહે કહ્યું કે તમો કહેવા માંડો. જો તમારી વાતો સત્ય જણાશે તો તમોને ઇનામ આપવામાં આવશે. મુલ્લાં સાહેબ પરવાનગી મળતાં બરાબર તટસ્થ થઇ બેશી ગયા અને અબુલ ફઝલ તરફ ઇશારો કરી કહેવા લાગ્યા કે, મીર મુનશી સાહેબ! તમો લખવા માંડો કે આ સ્ત્રી ડંકણી કે હસ્તીની છેજ નહિ, તેણીનાં લગ્ન હજુ સુધી થયાંજ નથી, પરાયા મરદનું મુખ પણ તેણીએ જોયું નથી. ખાનદેશના રાજાએ મુલ્લાંની વાતને કબુલ કીધી.

---

## દરબારીઓની રેવડી દાનાદાન.

બાદશાહે પણ મુલ્લાં સાહેબની તર્ક શક્તિના બહુજ વખાણ કીધાં અને ફરમાવ્યું કે, હવે દરબારીઓનાં લક્ષણો જણાવો. મુલ્લાંએ અરજ કીધી કે ખુબી તો ત્યારેજ કહેવાય કે, હું કહેતો જાઉં અને આ લોકો તેનો સ્વીકાર કરતા જાય. બાદશાહે કહ્યું કે, હા બરાબર છે તેઓ સ્વિકાર કરશેજ, નહિતર અમો ખાત્રી કરવાનો હુકમ આપીશું. મુલ્લાંએ કહ્યું કે ઠીક ત્યારે મારા તરફ લક્ષ આપો. બાદશાહના ઇશારાથી મુલ્લાંએ નીચે મુજબ ફુલો છાંટવા માંડયાં.

૧ જે માણુસનું માથું લાંબું, વાળ પાતળા પણ ઘાટા, ચહેરો ગોળ, શરીર પુષ્ટ, પહોળી છાતી અને બાવડાં લાબાં હોય તે ઇમાનમાં દચુપચુ અને અક્કલનો ઓથમીર હોય છે. બાદશાહ સાંભળી હોઠમાં હસવા લાગ્યો કે તેણે મને પણ ન છોડયો.

૨ જે માણસ અકડાતો ચાલે અને કુલા હલાવે તે કમ અક્કલ અને નિરર્થક વાતુડીઓ હોયછે, કેમ ફૈઝી સાહેબ મારી વાતને ટેકો આપશો કે ?

૩ જેના વાળ ભુરા હોય તે પ્રપંચી, ચાડીઓ, અદેખો અને બેમુખો હોય છે, કેમ અબુલફજલ સાહેબ બરાબર કે નહિ ?

૪ જે વાત કરવામાં આંખથી આંખ ન મેળવે અને આડી આંખે જુએ તેણે બાલ્યાવસ્થામાં સૃષ્ટિક્રમ વિરૂદ્ધ કાર્ય કરાવ્યું હશે. બારબલ સાહેબ જરા વિચાર કરી જુઓ.

૫ જેના માથા તથા દાહડીના વાળ ગીચ હોય, બન્ને

ભમર મળેલી હોય, નાક ઉંચું પણ આગળથી નમેલું હોય તે ખ્યાતિ ચાહનારો હોય છે. કેમ મોલાના અબ્દુલ કાદર સાહેબ!

૬ જેની છાતીપર વાળ હોય, ભારે શરીર તથા પાતળા પગો હોય તે વહેમી અને બકબકાટ કરનારો હોય છે. કેમ હકીમ હુમામ સાહેબ!

૭ જેનું પેટ મોટું, બંન્ને રાંગ મોટી અને કુલા ભારે હોય તે પુરો બેઈમાન હોય છે. કેમ રાજા ટોડરમલ ખરી વાતને!

૮ જેનું નાક મોટું અને કદ ટુંકો હોય તે સ્ત્રીનો ગુલામ હોય છે કેમ ખાનખાનાન ખરી વાત કે?

૯ જેનું કપાળ સાંકડું અને ગરદન જાડી હોય તે બહુ-જ કંજુસ હોય છે કેમ મીરઝા અઝીઝ કોકલતાશ!

## મુલ્લાં અને બીરબલની પાઘડી.

મુલ્લાં સાહેબ દરબારમાં મોટા ઠાઠમાઠથી પાઘડી બાંધીને આવતા હતા; પણ રાજા બીરબલના માથાપર માત્ર ટોપીજ જણાતી હતી. એક દહાડો મુલ્લાં સાહેબ પોતાની પાઘડીના બહુજ વખાણ કરતા હતા. તે સાંભળી રાજા બીરબલથી રહી શકાયું નહિ. તે બાદશાહને કહેવા લાગ્યો કે ખુદાવીન્દ! તે નાહક પાઘડીની ગપો હાંકી રહ્યો છે. કાલે હું પણ પાઘડી બાંધીને આવીશ. તે ઉપરથી આપને ખાત્રી થઇ જશે કે તે-મના ગપ્પાંઓ તદન નકામાં છે. બીજે દહાડે બીરબલ દર્પણ સામે રાખી એવી તો સરસ પાઘડી બાંધીને દરબારમાં આવ્યો કે સઘળાએ મુલ્લાં કરતાં બીરબલની પાઘડીના વખાણ કીધાં.

મુલ્લાંએ કહ્યું કે જહાંપનાહ! તેણે તો પોતાની સ્ત્રી પાસે પાઘડી બંધાવી છે. બાદશાહે કહ્યું કે તેની ખાત્રી શી? મુલ્લાંએ ઝટ પોતાની પાઘડી નીચે ઉતારી કહ્યું તેઓ પણ પોતાની પાઘડી ઉતારી નાખે અને ફરીથી બંન્ને આપની રૂબરૂમાં બાંધી બતાવે. તેમ કરવાથી જણાઇ આવશે કે હું ખુદ પોતના હાથથીજ પાઘડી બાંધું છું અને તેઓ પોતાની સ્ત્રી પાસે બંધાવી લાવ્યા છે. બાદશાહે કહ્યું કે તે વાત બરાબર છે. બીરબલ તથા મુલ્લાં પોતાની પાઘડીઓ અમારી રૂબરૂમાં ફરીથી બાંધી બતાવે. મુલ્લાંની ફતેહ તો ખુલ્લી રીતે હતી. તેણે જેવી પાઘડી તે બાંધતો હતો તેવી તુરતજ બાંધી લીધી; પરંતુ બીરબલ તો દર્પણ જોઇ પાઘડી બાંધતો તેથી તેનાથી બાંધી શકાઇ નહિ. આ ઉપરથી બાદશાહને બહુજ હસવું આવ્યું અને બીરબલ બહુજ ઝંખવાણો પડી ગયો.

## સાચું કહો છો મહેરબાન!

એક વખતે બીરબલ ફીલબાન ( હાથીવાળા ) ની શીકાયત કરતો હતો અને કહેતો હતો કે જેના નામ આગળ બાન શબ્દ હોય છે તે ઘણા લુચ્ચા હોય છે. દાખલા તરીકે ફીલબાન, કીરતીબાન ( હોડીવાળો ) શુતર બાન ( ઉંટવાળો ) મુલ્લાંથી ન રહી શકાયું. કુદરતી ટાહુકલા ભેજામાં ચટપટ થવા લાગી. ઉછળી પડી બોલ્યા કે સત્ય કહોછો મેહરબાન!

## તે બાપ તમારોજ.

એક દહાડો મુલ્લાં ચીન્તાતુર ચેહરે ડોક નીચી નમાવી

ચુપચાપ આવતા હતા. માર્ગમાં બીરબલ મળી ગયા. તેમણે પુછ્યું કે, કેમ મુલ્લાં સાહેબ કોણની શોધમાં છો ? મુલ્લાં જવાબ આપે છે કે, ભાઇ સાહેબ, બાલ્યાવસ્થામાં મારા પીતા ગુમ થઇ ગયા છે તેને શોધી રહ્યો છું. બીરબલે કહ્યું કે જો હું બતાવી આપું તો મને શું આપશો? મુલ્લાંએ કહ્યું જો તેઓ મળી જાય તો તે તમારોજ ( બાપ )

## બીરબલ મરઘી અને મુલ્લાં મરઘો.

એક દહાડો મુલ્લાંને પાછો પાડવા માટે બીરબલે બાદશાહ સાથે મળી જઇ એમ ગોઠવણ કીધી કે પાણીના ભરેલા તળાવના તળીયામાં ખાસ નિર્ણય કરેલી જગોએ માણસોના પ્રમાણમાં મરઘીનાં ઇંડાં રખાવી આપ્યાં. પછી મુલ્લાંને બોલાવ્યો અને સઘળા માણસોને બાદશાહે હુકમ આપ્યો કે તળાવમાં ડુબકી મારી ઇંડું લઇ આવો. અગાઉથી ગોઠવણ થયા મુજબ દરેક માણસ ઈંડું તળાવમાંથી કહાડી આવ્યો. જ્યારે બધાં ઇંડાં નીકળી આવ્યાં ત્યારે મુલ્લાને પણ ઇંડું કહાડી લાવવા માટેનો હુકમ થયો. તે પણ તળાવમાં કપડાં ઉતારી ઉતરી પડ્યો. ઘણાં ફાંફાં માર્યા, પણ ઇંડું તો હતુંજ નહિ તેથી હાથ લાગ્યું નહિ. છેવટે કાયર થઇ મુલ્લાં તળાવની બહાર આવ્યો. નીકળવાની સાથે હાથ પગનું પાણી ખંખેરતો મોઢેથી બોલ્યો કે " કુકડુ કુ " બાદશાહે કહ્યું કે અરે આ શું કરો છો ? મુલ્લાંએ જવાબ આપ્યો કે " જો મુલ્લાં મરઘો ન હતે તો બીરબલ મરઘી ઇંડાં ક્યાંથી આપતે "

આ સાંભળી બીરબલ તો શરમીન્દો થઇ ગયો પણ બાદશાહ ઘણોજ ખુશી થયો અને મુલ્લાંને ઘણું ઇનામ આપ્યું.

## મુલ્લાંની વિચિત્ર ડીક્ષનેરી.

દરબારના ઉલમાઓએ એક વખતે બાદશાહની હજુરમાં ફરિયાદ કીધી કે મુલ્લાં તદ્દન અજ્ઞાન છે. તેને આટલી બધી ઇજ્જત આપવી ઘટિત નથી. બાદશાહને તેમની વાતોથી તેમના બોલવાપર વિશ્વાસ આવી ગયો. ફરમાવ્યું કે આવતી કાલે દરબારમાં તેના ઇલમની પરીક્ષા કરવામાં આવશે. અજ્ઞાન તો છેજ તેથી નાપાસ થઇ પોતાની મેળેજ હલકો પડી જશે. બીજે દહાડે સઘળા ઉલમાઓ દરબારમાં હાજર થયા. મુલ્લાં સાહેબને પણ બોલાવવામાં આવ્યા અને તેમના ઇલમની પરીક્ષા લેવાનો ઠરાવ તેમને કહી સંભળાવ્યો. મુલ્લાંએ કહ્યું કે ખુદાવીન્દ ! જો હુકમ હોય તો પ્રથમ હું એક શબ્દનો અર્થ સઘળા ઉલમાઓને પુછી લઉં. ફરમાન થયું કે ભલે પુછો. મુલ્લાંએ ઉલમાઓ તરફ રજુ થઇ કહ્યું કે "તન તસર બદ મે"નો અર્થ જો તમો બતાવી આપો તો પછી તમો જે ઇચ્છા ધરાવો તે મને પુછો. તેઓ સઘળા મુલ્લાંનો પ્રકરો સાંભળી વિચારમાં પડી ગયા. વિચારસાગરમાં બુદ્ધિની નાવને ઘણીએ ડુબાડી, પરંતુ હેતુનું મોતી હાથ લાગ્યું નહિ. છેવટે એક દહાડાની મોહલત માગી. ઉલમાઓએ ઘેર જઇ ગ્રંથોના ગ્રંથો ઉથલાવી નાખ્યા પરંતુ હેતુનો હીરો હાથ લાગ્યો નહિ. બીજે દહાડે સઘળા ઉલ્લાઓએ એકમત થઇ જણાવ્યું કે

અગોએ સારી પેઠે અક્કલના ઘોડાઓ દોડાવ્યા પરંતુ તેવા શબ્દ કે ફકરાનો અર્થ હાથ લાગ્યો નહિ. માટે અમારો વાંક માફ કરો. મુલ્લાંએ કહ્યું કે, ત્યારે તમો સઘળાઓ એક કાગળ-પર સહી સાથે લખી આપો કે તેનો અર્થ અમારાથી બતાવી શકાયો નહિ. તેઓએ મુલ્લાંના કહેવા મુજબ દસ્તાવેજ કરી આપ્યો. દસ્તાવેજ હાથમાં આવ્યો પછી તો પુછવુંજ શું ! દસ્તાવેજ લઇ તુરતજ મુલ્લાં સાહેબ દરબારમાં જઇ પહોંચ્યા. જ્યારે સઘળા ઉલ્માઓ પણ આવી હાજર થઇ ગયા ત્યારે અકબરની હજુરમાં તે દસ્તાવેજ રજુ કીધો અને કહ્યું કે જ્યારે આ ઉલ્માઓ એક સાધારણ શબ્દ કે ફકરાનો અર્થ કરી શકતા નથી તો પછી તેઓ શું પરીક્ષા લેવાના હતા ?

બાદશાહે મુલ્લાંની અરજનો સ્વીકાર કરી ઉલ્માઓને તેમને ઘેર જવાની રજા આપી અને મુલ્લાંને ખાનગીમાં પુછ્યું કે મને તો તેનો અર્થ સમજાવો. મુલ્લાંએ સભ્યતાથી જણાવ્યું કે ખુદાવીન્દ ! જ્યારે હું ઇરાનથી આવતો હતો ત્યારે માર્ગમા એક ધર્મશાળામાં ઉતર્યો હતો. ત્યાં તુંબડીના વેલા નીચે બકરી બાંધેલી હતી. અનાયાસે એક તુંબડી **તન** કરતી તુટી અને સુકાએલા પાત્રામાંથી **તસર** કરતી બકરીની પીઠપર જઇ પડી. બકરીની પીઠપર પડતાં તેમાંથી **ભદ** એવો અવાજ નીકળ્યો. વળી બકરીને તે વાગી તેથી બકરીએ **મેં** નામની બુમ પાડી. ત્યારે મેં ત્યાં આ ફકરાને એમ ગોઠવ્યો કે "તન તસર ભદ મેં" આ ખુલાસો સાંભળી બાદશાહ

બહુજ ખુશી થયો અને મુલ્લાને પણ ઇનામ અકરામથી નવાજી નાંખ્યો.

## મુલ્લાંની નંગ ધડંગ કીતાબો.

ઇરાનમાંથી એક મશકરો મુલ્લાં દીલ્લીમાં આવ્યો. મુલ્લાં દોપ્યાજાની ખ્યાતિ સાંભળી તેની સાથે વાદવિવાદ કરવાને તૈયાર થયો. દોપ્યાજાએ જ્યારે તે વાત સાંભળી ત્યારે બજારમાંથી કપડાંના કેટલાક થાન મંગાવ્યાં. પ્રથમ તો એક મોટો પાઘડો બાંધ્યો અને તેનું છોગું એવડું મોટું રાખ્યું કે કેટલાક નોકરો તેને ઉચકી પછવાડે ચાલતા આવે. બાકીના થાનના પુસ્તકો ભરવાના દફતરો બનાવી તેમાં ઇંટો ભરી આપી. દફતરોપર દોરીઓ વીંટી કોઇનું નામ "અદુલ બહર" કોઇનું "બેસ્તુર રીકાબ" અને કોઇનું "અદુલહોદા" વીગેરે રાખ્યા. આ સઘળા ગ્રંથોના ગાંસડા કેટલાક ગધેડાઓપર ઉચકાવી ઇરાની મુલ્લાંના ઘર તરફ રવાના થયા. ઇરાની મુલ્લાં તેમનો ઠાઠ માઠ તથા વિચિત્ર દેખાવ જોઇ પ્રથમ તો ચકરાઈ ગયો; પરંતુ પાછળથી હિંમતમાં આવી બોલ્યો કે મુલ્લાં આ પછવાડે નોકરો પાસે શું ઉપડાવ્યું છે? મુલ્લાં કહે છોગું? ઇરાની મુલ્લાં કહે "છોગું પણ આવડું મોટું?" મુલ્લાં કહે "શું તમોને ખબર નથી કે છોગું ઇલમના પ્રમાણમાં હોય છે" ત્યારબાદ બંન્ને વચ્ચે સંજ્ઞાઓમાં વાદવિવાદ ચાલ્યો. ઇરાની મુલ્લાંએ એક આંગળી ઉંચી કીધી. મુલ્લાં દોપ્યાજાએ બે ઉંચી કીધી. ઇરાનીએ ત્રણ આંગળી ઉંચી કીધી તો

મુલ્લાંએ ચાર ઉંચી કીધી. ઇરાનીએ પાંચે આંગળાં એકઠા કરી બતાવ્યાં તો મુલ્લાંએ મુઠ્ઠી બંધ કરી બતાવી. ઇરાનીએ ખીસામાંથી ઇંડું કહાડી બતાવ્યું તો મુલ્લાંએ પ્યાજ ( કાંદો ) હાથનાં લઇ દેખાડી આ ઉપરથી ઇરાની મુલ્લાંએ કહ્યું કે તે માટે કોઈ મોતેબર કીતાબનો આધાર બતાવો. મુલ્લાંએ અકુલ બહરના પૃષ્ટ ૪૧૬ જણાવ્યાં. ઇરાની મુલ્લાંએ તો કોઇ વખત તેવી કીતાબનું નામ સાંભળ્યું નહિ હતું તેથી તે બોલ્યો કે તે નામની કીતાબનું મેં કોઇ વખત નામ પણ સાંભળ્યું નથી. મુલ્લાં કહે છે કે તમારી વિદ્વતા તો આટલાપરથીજ જણાઇ ગઇ. જે કીતાબનું આપે નામ પણ સાંભળ્યું નથી તેતો મારા આ ગધેડાંઓપર લાદેલી છે. જો મરજી હોય તો ખોલી બતાવું ઇરાની મુલ્લાંતો આટલું બધું કુતુબખાનું જોઇ ચકીતજ થઇ ગયો અને તેની એમ કહેવાની હિંમત ન ચાલી કે તેને લીને બતાવી આપો. ઇરાની મુલ્લાં બોલ્યો કે ખરેખર આપની વિદ્વતાની જેવી તારીફ સાંભળી હતી તેવીજ જોઇ શકાઇ. બાપડો ગાફી માગતો પોતાના વતન તરફ ચાલતો થઇ ગયો.

## બન્ને મુલ્લાંના વિવાદનો ભાંડો.

ઇરાની મુલ્લાં તથા મુલ્લાં દોપ્યાજાના સંવાદમાં હાજર રહેલા લોકો તો ધુળ પણ સમજી ન શકયા. આ વાદવિવાદના સમાચાર શાહેનશાહ અકબરથી લઇ છેક ઇરાનના શાહ સુધી જઇ પહોંચ્યા. પ્રથમ અકબરે મુલ્લાં દોપ્યાજાને બોલાવી વાદવિવા-

દને લગતી હકીકત પુછી. તો મુલ્લાંએ કુતુબખાનાનો ભેદ ખુલ્લો કરી બતાવી જણાવ્યું કે જ્યારે તેણે મને એક આંગળી દેખાડી ત્યારે હું એમ સમજ્યો કે તે એમ કહે છે કે હું આંગળી વતી તારી આંખ ફોડી નાખીશ તેટલા માટે મેં બે આંગળીઓ દેખાડી એમ સમજાવ્યો કે હું તારી બંન્ને આંખો ફોડી નાખીશ. પછી તેણે ત્રણ આંગળીઓ દેખાડી ત્યારે હું સમજ્યો કે તે:મને મારી નાખવાનું કહે છે એટલે મેં ચાર આંગળીઓ બતાવી સમજાવ્યો કે હું પ્રથમ તને ચારે શાને ચીત કરી પછાડીશ. ત્યારબાદ તેણે પાંચ આંગળીઓનો થપડ બનાવી દેખાડયો ત્યારે મેં ઠોંસો બનાવી આગળ કીધો. જ્યારે તેણે ઇંડું સામે રાખ્યું ત્યારે મેં તેનો સંગાતી કાંદો કહાડી બતાવ્યો કે, તારાં ઇંડાંને આ કાંદા સાથે ભુંજીને ખાઇ જઇશ. અકબર મુલ્લાંની આ વાતચીત સાંભળી એટલો બધો હંસ્યો કે પેટમાં આંકડીઓ પડી ગઇ.

હવે ઇરાની મુલ્લાંની તર્ક શકિતને પણ સાંભળી લો. જ્યારે તે ઇરાનમાં પહોંચ્યો ત્યારે બાદશાહે તેને દરબારમાં બોલાવી મુલ્લાં દોપ્યાજા સાથેના વાદવિવાદને લગતી હકીકત પુછી. મુલ્લાંએ દોપ્યાજાના કુતુબખાનાના વખાણ કરી કહ્યું કે મેં તેને એક આંગળી દેખાડી કહ્યું કે ખુદા એક છે, તો તેણે બે આંગળીઓ દેખાડી એમ જવાબ આપ્યો કે તેનો રસુલ પણ તેની સાથે છે. મેં ત્રણ આંગળીઓ દેખાડી અસહાબે સલાસા (ત્રણ અસહાબો) તરફ ઇશારો કીધો તો તેણે ચાર

આંગળીઓ બતાવી સમજાવ્યું કે ત્રણ નહિ પણ ચાર છે. પછી મેં પાંચે આંગળીઓથી પંજેતનનો ખ્યાલ આપાવ્યો તો તેણે ઠોસો બતાવી મને જાણીતો કીધો કે ખુદા સૌનાપર ગાલેબ છે. મેં ઇંડું આગળ ધરી પૃથ્વી ગોળ હોવા તરફ તેનું લક્ષ ખેંચ્યું તો તેણે પ્યાજ દેખાડી મને સમજાવ્યો કે પૃથ્વી તથા આકાશના તબકા પ્યાજના છીલટાંની જેમ એક બીજા ઉપર રહેલા છે.

## અકબરનો રેઆબ ઇરાનમાં.

જે સમયમાં મુલ્લાં ઇરાનમાં એલચી થઇ ગયો હતો ત્યારે મુલ્લાંના આવવાના સમાચાર સાંભળી ઇરાનના શાહે પોતાના સંડાસમાં અકબરનું ચીત્ર ટાંગી આપ્યું. તે એવા ઇરાદાથી કે જ્યારે મુલ્લાં અકબરના ચીત્રને સંડાસમાં જોશે ત્યારે બહુજ ઉંચોનીચો થશે. મતલબ કે જ્યારે મુલ્લાં આવી દરબારમાં હાજર થયો ત્યારે બાદશાહે પોતાના મહેલનાં સઘળાં ચીત્રો તેને બતાવ્યાં. છેવટે સંડાસમાં લઇ જઈ ત્યાંનું ચીત્ર પણ દેખાડ્યું. જ્યારે મુલ્લાં જોઇ ચુકયો ત્યારે બાદશાહે કહ્યું કે આ ચીત્રને પીછાણ્યું કે? મુલ્લાંએ કહ્યું કે મને બતાવો તો ખરા કે આ ચીત્ર કોનું છે કે જેનાં દર્શનથી આપનું પાયખાનું લાગે છે કે આપે તેટલા માટેજ તેને ટાંગ્યું હશે કે જેથી પાયખાનાની કબજીયતની કદી શીકાયતજ ન રહે. આ સાંભળી બાદશાહનું આટલું સરખું મોંહ થઇ ગયું.

## મુલ્લાં એકાંતરીઆ તાવમાં.

એક વખતે મુલ્લાં સાહેબને તાવ આવ્યો. શાહી હકીમ હુમામ ઇલાજ માટે તેમની પાસે આવ્યા. તેમણે તપાસ કરતાં પુછ્યું કે તમોને તાવ દરરોજ આવે છે કે કોઇ કોઈ વખત ! મુલ્લાંએ કહ્યું કે એક દીવસ આવે છે ને એક દીવસ નહિ. હકીમે કહ્યું કે આજે આરામ થઇ જશે. મુલ્લાં કહે, નહિ સાહેબ તાવ એકાંતરીયો નથી. જો એકાંતરીયો હતે તો એક દીવસ મને આવતે અને એક દીવસ તમોને આવતે. પરંતુ તાવતો મને એકલાનેજ આવે છે. હકીમ સાહેબ હસી પડ્યા અને નુસ્ખો લખી ચાલતા થયા.

## ઇંડું પડતાંજ બચ્ચું બોલવા લાગ્યું.

મુલ્લાં સાહેબ એક દહાડો નદીના પુલપર ઉભા સૈર કરી રહ્યા હતા તેટલામાં તેમની બાજુમાં એક મીયાનો પસાર થયો. મીયાનામાં એક તાયફા સ્ત્રી બેઠી હતી. તાયફા સ્ત્રીની સામેજ ઢોલક રાખેલું હતું. તે અચાનક ઉછળી મુલ્લાંની નજીકમાં પડી ગયું. મુલ્લાં મોટેથી ખડખડ હંસી પડ્યા અને પોતાના મિત્રને કે જે તેમની પાસેજ ઉભો હતો તેને કહેવા લાગ્યા કે જુઓ મીયાનામાંથી ઇંડું પડ્યું. આ સાંભળી તાયફા સ્ત્રીએ કહ્યું હા, સાહેબ, આપનું કહેવું ખરૂં છે પરંતુ સમયની ગતીતો જુઓ કે ઇંડું પડતાંજ બચ્ચું નીકળી બોલવા મંડી ગયું. મુલ્લાં સાહેબ શરમાઇ નીચું જોઇ ગયા.

## આશક અને ખુદાની યાદ.

મુલ્લાં સાહેબ એક દહાડો નમાજ પઢી રહ્યા હતા; તેટલામાં એક સ્ત્રી તેમની સામેથી પસાર થઇ ગઇ. નમાજથી પરવારી મુલ્લાં સાહેબે તેણીપર ગુસ્સે થઇ કહ્યું કે, શું આંધળી છે કે ? હું નમાજ પઢતો હતો છતાં સામેથી પસાર થઇ ગઇ ? તેણીએ જવાબ આપ્યો કે હું નહોતી જાણુતી કે તમો કોની નમાજ પઢતા હતા ? હું તો તે વખતે મારા આશકની યાદમાં એવી આંધળી થઇ ગઇ હતી કે મને કાંઇ દેખાઇજ શકતું ન હતું. તમો તો ખુદાની બંદગીમાં ગુંથાએલા હતા છતાં તમોએ મને કેમ જોઈ લીધી ? શું નમાજમાં પણ પરાઇ સ્ત્રીઓપર નજર ફેંકતા રહો છો ! આ સાંભળી મુલ્લાં સાહેબ પોતાની ગરદન નીચી નમાવી ગયા.

## મુલ્લાંની કલ્પના શક્તિનો દાખલો.

એક દહાડો અકબર બાદશાહ બીરબલ તથા મુલ્લાં સહિત શીકારે જતા હતા. માર્ગમાં જોયું કે એક ખેડુત હળ ખેડી રહ્યો છે. તેના ગળામાં બાંધેલી ટોકરીનો અવાજ દુર સુધી પહોંચતો હતો. બાદશાહે બીરબલને કહ્યું કે આ માણુસ મોટો મુર્ખ છે. બીરબલે કહ્યું કે ખુદાવીન્દ! તેની સ્ત્રી ઘણી અકલમંદ છે. મુલ્લાંએ કહ્યું કે તેણીનો કોઇ શ્રીમંત માણુસ સાથે આડો વ્યવહાર પણ છે. બાદશાહે કહ્યું કે તેની ખાત્રી શું ? મુલ્લાંએ કહ્યું કે ખાત્રી મોજુદ છે. એટલું કહી મુલ્લાં ખેડુત પાસે ગયો અને કહેવા લાગ્યો કે, અરે બાઇ મારી માશી

જીવે છે કે નહિ ? તમો તો મને ઓળખતા હશો ? કેમકે હજુ નાના હતા તેટલામાં હું પરદેશ નોકરીપર ચાલ્યો ગયો હતો. પરદેશથી આજેજ દેશમાં આવ્યો છું હું તમારો માશીનો પુત્ર ભાઇ થાઉં છું. આ વાત સાંભળતાં પટેલ ઘણોજ ખુશી થયો અને કહેવા લાગ્યો કે બહુજ ઠીક થયું કે તમો દેશમાં આવ્યા. હવે ચાલો ઘેર. હું પણ પાછળ પાછળ આવી પહોંચું છું. મુલ્લાં સાહેબ તેના ઘરની નીશાની લઇ તેને ઘેર પહોંચ્યા. આ વખતે પટેલની સ્ત્રી ઘરમાં પરાયા માણુસ સાથે બેઠી હતી બન્ને વચ્ચે એવી વાતો થઇ રહી હતી કે, જેવી ધણીધણીયાણી વચ્ચે થાય છે. મુલ્લાંએ જવા સાથે બુમ પાડી કે હું પટેલનો માશીયાઈ ભાઇ છું. પટેલે ખેતરપરથી કહ્યું છે કે તમો ઘેર ચાલો એટલે હું પણ આવી પહોંચું છું. આ વાત સાંભળતાં પટેલની સ્ત્રી ગભરાઇ ગઇ અને તે માણુસને માટીની કોઠીમાં બંધ કરી આપ્યો. મુલ્લાં સાહેબ હજુ બેઠાજ હતા તેટલામાં પટેલ પણ ટન ટન કરતો આવી લાગ્યો. મુલ્લાં સાહેબની તેણે બહુજ ખાતર બરદાસ કીધી. છેવટે મુલ્લાંએ કહ્યું કે હવે હું જાઉં છું. ફરી કોઇ વખતે જરૂર આવીશ. પણ ભાઇ મને કોઇ તમારી યાદગીરી તો આપો ! તે યાદગીરી જોઇ તમોને દરરોજ યાદ કરતો રહીશ. એટલું કહી પોતેજ માટીની કોઠીની માગણી કીધી. પટેલે કહ્યું કે બહુ સારૂં લઇ જાઓ. પટલાણી બોલ્યાં કે મેં બહુજ મેહનત કરી તેને બનાવી છે. કોઈ બાજી વસ્તુ લઇ જાઓ. કોઠી તો હું નહિ આપું. પટેલે પટલાણીને ધમકી આપી અને મુલ્લાંને કહ્યું કે બસ

તમો ખુશીથી લઈ જાઓ. મુલ્લાંએ કહ્યું કે આમ ઉપાડીને લઇ જવાથી માર્ગમાં ઠેસ લાગવાની ધાસ્તી રહે છે. બેહતર તો એ છે કે તેને પકવી લેવામાં આવે. પટેલ કહે કે બહુ સારૂં, તેમાં શું હરકત છે. પટેલ તુરતજ છાણાં તથા લાકડાં લઇ આવ્યો અને કોઠીની આસપાસ ગોઠવી આપ્યાં. હવે માત્ર અગ્નિ મુકવાની ઢીલ રહી. પટલાણીએ જોયું કે આશક માર્યો જાય છે તેથી તુરતજ આશકના બાપને કહેવડાવી મોકલ્યું કે તમારો પુત્ર અગ્નિમાં બળી જાય તેમ છે. જો તેની જીંદગી ઇચ્છતા હો તો કાંઇક રૂપીઆ આપી કોઠી વેચાતી લઇ લો. શાહુકાર તુરતજ રૂપીઆની કોથળી હાથમાં લઇ આવ્યો અને મુલ્લાંને કહેવા લાગ્યો કે આપ હજાર રૂપીઆ લઇ આ કોઠી એમજ મને આપી દો. મુલ્લાંએ કહ્યું કે, અરે હેમક આ કોઠી માટીની છે તેની કીમત એક રૂપીઓ પણ થઇ શકતો નથી. તું હજાર રૂપીઆ શું શું જોઇને આપવા આવ્યો છે. આ કોઠી તો મારા ભાઇ તરફથી મને યાદગીરી માટે મળેલી છે તેથી લાખ રૂપીઆ આપીશ તોપણ તેને નહિ આપું. તેટલામાંતો ગામના ઘણા લોકો એકઠા થઇ ગયા અને સઘળાઓએ મુલ્લાંને કહ્યું કે ભાઇ હજાર રૂપીઆ સામે જરા નજર કરો અને લઇ લો. તે હજાર રૂપીઆનેજ ભાઇની નીશાની સમજી લેજો. મુલ્લાંએ હજાર રૂપીઆની કોથળી હાથમાં લઇ જોરથી કોઠીને લાત મારી કહ્યું કે જો આ કોઠીમાં સોનું ભરીને આપશો તોપણ તે હું આપવાનો નથી. મુલ્લાં જેવા રાતામાતા માણસની લાત લાગવા સાથે કોઠી કડુડુ ભુસ્સ કરતી તુટી ગઇ અને સાહુકારનો

પુત્ર નૃસિંહ અવતારની જેમ બહાર નીકળી પડયો. સઘળા લોકો જોઇને અજાયેબ થઇ ગયા. મુલ્લાં સાહેબ તો પોતાની વાતનો પત્તો મળી ગયો હતો તેથી તુરતજ બાદશાહ પાસે જઇ પહોંચ્યા અને સઘળી હકીકત કહી સંભળાવી, મુલ્લાંની વાત સાંભળી બાદશાહ બહુજ ખુશી થયો અને તેની બુદ્ધિનાં વખાણ કીધાં.

## મુછોમાં પાયખાનું ભરેલું છે.

કોઇ અમીરને ઘેર મુલ્લાં તથા બીજા કેટલાક માણસો બેઠેલા હતા. અમીર મહા કંજુસ માણસ હતો. સંડાસમાં જવાનું બહાનું કરી ઘરમાં ખાણું લેવાને ચાલ્યો ગયો. જ્યારે આવ્યો ત્યારે અનાયાસે એક ચોખાનો દાણો મુછમાં ભરાયેલો રહી ગયો હતો. મુલ્લાં સાહેબ જોતાંજ બોલી ઉઠયા કે મહેરબાન સાહેબ આપની મુછમાં પાયખાનું વળગી ગયું છે. અમીર ગુપ્ત ભેદને સમજી જઇ ઘણોજ શરમીંદો થયો અને હાજર લોકો ખડખડ હંસી પડયા.

## મુર્ખાઓની યાદીનો ખરડો.

એક દહાડો એક સોદાગર કેટલાક સારા ઘોડા અકબર બાદશાહ પાસે લઇ આવ્યો. બાદશાહે ઘોડાઓ પસંદ કીધા અને હુકમ કીયો કે આવીજ જાતના બીજા ઘોડાઓ લઇ આવો. અને તે માટે એક લાખ રૂપીઆ અગાઉથી આપ્યા. થોડા દીવસો બાદ બાદશાહે મુલ્લાંને હુકમ કીધો કે મુર્ખાઓની

યાદીનો ખરડો બનાવીને હજર કરો. મુલ્લાંએ ખરડામાં પહેલુંજ બાદશાહનું નામ દાખલ કીધું. બાદશાહ ખરડો જોઇ દંગજ થઇ ગયો અને તેમ કરવાનું કારણ પુછ્યું. મુલ્લાંએ કહ્યું આપે વગર વિચારે એક લાખ રૂપીઆ તે સોદાગરને આપી દીધા. હવે તે સોદાગર મોહડું પણ બતાવશે નહિ. બાદશાહે કહ્યું અને જો આવ્યો તો ! મુલ્લાંએ કહ્યું જો લઇ આવ્યો તો આપનું નામ છેકી તેનું નામ દાખલ કરી આપીશ. બાદશાહ પોતાનું મુખ બંધ થઇ જતાં ચુપ થઇ ગયો.

## ઉપકારને બદલે અપકાર.

શહેનશાહ અકબરે એક દહાડો મુલ્લા દોપ્યાજાને પુછ્યું કે "એવું તે કયું કામ છે કે ઉપકાર કરવાથી અપકાર પ્રાપ્ત થાય. મુલ્લાંએ અરજ કીધી કે તે હું બરાબર જાણું છું, પરંતુ આ વખતે ભુખ્યો છું તેથી બોલી શકવાની શકિત મારામાં રહી નથી. બાદશાહે રસોડામાં હુકમ મોકલાવ્યો તેથી મુલ્લાંની આગળ ઉમદામાં ઉમદા ભોજન લાવી રાખવામાં આવ્યું. મુલ્લાંએ અરજ કીધી કે હું બહાર જઇને ખાઇ આવું પરંતુ બાદશાહના હુકમથી હજુરમાંજ ખાવું પડ્યું. ચાંપી લીધા બાદ બાદશાહે તે કામ માટે પુછ્યું તો મુલ્લાં બોલ્યો કે આપને તો હું તે કામ પ્રથમથીજ જણાવી ચુકયો છું. બાદશાહે આશ્ચર્ય પામી કહ્યું કે તમોએ શું કહ્યું તે હું સમજી શકયો નથી. ત્યારે મુલ્લાંએ કહ્યું કે આપે રૂબરૂમાંજ ખાવાનું કહ્યું પણ શરમને લીધે મારાથી ખાઇ

શકાયું નથી. માત્ર કલેજાનું લોહી પીધા બરાબર થવા પામ્યું છે. બાદશાહે સાંભળીને કહ્યું કે બેશક ઉપકારનો બદલો અપકાર છે.

## દોપ્યાજા અને હાંડી.

શહેનશાહ અકબરની સવારીની સાથે મુલ્લાં દોપ્યાજા અમદાવાદ ગુજરાતમાં પહોંચ્યા. જ્યારે હાંડી નામના કસ્બામાં પહોંચ્યા ત્યારે તેમની તબીયત સીક થઈ ગઇ. અને કહી પણ દીધું કે બસ હું અહીંજ મરીશ; કેમકે હું દોપ્યાજો છું અને આ ગામનું નામ હાંડી છે. દોપ્યાજો હાંડીની બહાર કયાં જઇ શકશે? દોપ્યાજો બીમાર છે અને બીમારી તથા અશકિત વધતીજ જાય છે.

## મુલ્લાં દોપ્યાજાનું મૃત્યુ.

મુલ્લાંની વય ૬૦ વર્ષ લગભગની હતી. તેમાં વળી બીમાર પડયા એટલે બીલકુલ અશક્તિ વધી ગઇ. એક મહિનામાંજ લતીફાબાજી તથા વાકય ચાતુર્યતાનો પ્રદેશ ઉજડ થઈ ગયો. જીવતી પ્રકૃતિના બાગમાં પાનખર ૠતુનો પ્રવેશ થયો એટલે કે, મુલ્લાં સાહેબે પોતાની જીવનદોરી તોડી નાખી. લોકો તેમના મૃત્યુના સમાચાર સાંભળી દોડી આવ્યા. જોયું તો મુલ્લાં સાહેબ પોતાના પગો ફેલાવી બેઠા છે. એક માણસે પગ ઉંચો કીધો તો માથું ઉંચું થઇ ગયું. માથું નીચું કીધું તો એક હસવા સરખો દેખાવ થઇ ગયો. કદરદાન બાદશાહ પણ મૃત્યુના સમાચાર સાંભળી આવી પહોંચ્યા. તેણે હુકમ આપ્યો કે

મુલ્લાંને બરાબર સીધો કરવામાં આવે. મુલ્લાંને સીધો કરવામાં આવ્યો તો પગો નીચા થઇ ગયા, પગો ઉપાડયા તો માથુ નીચું થઇ ગયું. તેટલામાં બીરબલે મુલ્લાંના પગોપર લાત મારી. મુલ્લાં સાહેબ ઝાડની જેમ બાદશાહને સલામ કરવા ખડા થઇ ગયા. બાદશાહ હસ્યા અને બહુજ ખુશ થયા કે વાહા મુલ્લાં મરતાં મરતાં પણ હંસાવી ગયો. મતલબકે અકબર બાદશાહે મોટી ધામધુમથી ઇ. સ. ૧૬૦૦ માં હાંડી ગામમાં તેને દફન કરાવી આપ્યો.



# બોધદાયક ઈસ્લામી પુસ્તકો.

## ઇસ્લામી જીવન ચરિત્રો.

| નામ | કિંમત | પોસ્ટેજ |
|---|---|---|
| ૧ સર સઇયદ એહમદ. | ૦–૬–૦ | ૦–૧–૦ |
| ૨ મુલ્લાં દોપ્યાજા. | ૦–૪–૦ | ૦–૦–૬ |
| ૩ અબુ દુલામા તથા તેના લતીફા. | ૦–૩–૦ | ૦–૦–૬ |
| ૪ હસન બિન સબ્બાહ | ૦–૧૦–૦ | ૦–૧–૦ |
| ૫ હજરત મોહમંદ સ. | ૦–૮–૦ | ૦–૧–૦ |
| ૬ મીરજા દબીર અનીસ. | ૦–૨–૦ | ૦–૦–૬ |
| ૭ અમારા નબી | ૦–૮–૦ | ૦–૧–૦ |
| ૮ હાફેઝ શીરાઝી | ૦–૮–૦ | ૦–૧–૦ |
| ૯ જીકરૂશ શહાદતેન | ૦–૮–૦ | ૦–૧–૦ |
| ૧૦ તોહફતુલ મોમેનાત. | ૧–૦–૦ | ૦–૨–૦ |
| ૧૧ મોહરમ અથવા કરબલાના ધર્માર્થ પ્રાણ ત્યાગીઓ | ૦–૬–૦ | ૦–૧–૦ |
| ૧૨ ઈબ્રામ જંગ બહાદુર | ૧–૦–૦ | ૦–૨–૦ |
| ૧૩ હિદાયત પ્રકાશ | ૧–૦–૦ | ૦–૧–૦ |

## ઇસ્લામી વાર્તાઓનાં પુસ્તકો.

| | | |
|---|---|---|
| ૧ શીરદોસે બરીં | ૧–૮–૦ | ૦–૨–૦ |
| ૨ તોબતન નસુહ | ૧–૦–૦ | ૦–૨–૦ |
| ૩ શરાબ ખાના ખરાબ | ૦–૨–૦ | ૦–૦–૬ |

| | | | |
|---|---|---|---|
| ૪ | કીસમતની બલીહારી | ૦-૧-૦ | ૦-૦-૬ |
| ૫ | અનવરનું સ્વપ્નું | ૦-૨-૦ | ૦-૦-૬ |
| ૬ | શરાબનો દેવ. | ૦-૦-૬ | ૦-૦-૬ |
| ૭ | જંગે ત્રીપોલી ભા. ૧. | ૦-૧૨-૦ | ૦-૧-૦ |
| ૮ | જંગે ત્રીપોલી ભા. ૨. | ૦-૧૨-૦ | ૦-૧-૦ |
| ૯ | જીન્નાતનો કિસ્સો. | ૦-૫-૦ | ૦-૦-૬ |
| ૧૦ | નીઝામી વાર્તાઓ | ૦-૧૦-૦ | ૦-૧-૦ |
| ૧૧ | તમીમ અનસારીકા કીસ્સા | ૦-૩-૦ | ૦-૦-૬ |
| ૧૨ | જહાં કદર | ૦-૭-૦ | ૦-૧-૦ |
| ૧૩ | હબીબ અને લબીબ | ૦-૮-૦ | ૦-૧-૦ |

## ઇસ્લામી સુધારાનાં પુસ્તકો.

| | | | |
|---|---|---|---|
| ૧ | ઇસિલામની ચડતી પડતી | ૦-૧૨-૦ | ૦-૧-૦ |
| ૨ | ઉમ્મતનો વિલાપ. | ૦-૨-૦ | ૦-૦-૬ |
| ૩ | ઇસલામીઓનો ઠપકો | ૦-૪-૦ | ૦-૦-૬ |
| ૪ | મોહરમની ખુબીઓ | ૦-૬-૦ | ૦-૧-૦ |
| ૫ | અલ્લાહની ઓળખાણ | ૦-૨-૦ | ૦-૦-૬ |
| ૬ | ઇસલામના અર્થ | | |
| ૭ | તવહીદ યાને અલ્લાહની એકત્વતા | ૦-૨-૦ | ૦-૦-૬ |
| ૮ | ચેરાગે ઇલ્મ | ૧-૦-૦ | ૦-૨-૦ |
| ૯ | પુનર્જન્મ નિષેધ | ૦-૪-૦ | ૦-૦-૬ |
| ૧૦ | કોમી પંદનામા. | ૦-૮-૦ | ૦-૧-૦ |
| ૧૧ | ઇલાજે ઝુલ્મ | ૦-૧-૦ | ૦-૦-૬ |

| | | | |
|---|---|---|---|
| ૧૨ | ઇલાજે હીર્સ | ૦-૧-૦ | ૦-૦-૬ |

## ઇસલામી ધાર્મિક પુસ્તકો.

| | | | |
|---|---|---|---|
| ૧ | ફરૂઝ કોમના અકાયદ | ૦-૩-૦ | ૦-૦-૬ |
| ૨ | ઇસલામના મોતી | ૦-૮-૦ | ૦-૧-૦ |
| ૩ | કુવ્વતે જુલફેકાર | ૦-૪-૦ | ૦-૦-૬ |
| ૪ | આદાતે રસુલ | ૦-૦-૬ | ૦-૦-૬ |
| ૫ | કરબલાના શુરવીરો | ૦-૦-૬ | ૦-૦-૬ |
| ૬ | મક્કાની મુસાફરી | ૦-૨-૦ | ૦-૦-૬ |
| ૭ | જંગનામા મોહમદ હતીફ | ૦-૬-૦ | ૦-૧-૦ |
| ૮ | મુનાજાતે બારાં | ૦-૧-૦ | ૦-૦-૬ |
| ૯ | બીબી મરીયમકા કીસ્સા | ૦-૨-૦ | ૦-૦-૬ |
| ૧૦ | વફાતનામા | ૦-૧-૦ | ૦-૦-૬ |
| ૧૧ | જમજમકી ખોપરી | ૦-૧-૦ | ૦-૦-૬ |
| ૧૨ | કીસ્સા શાહેરૂમ | ૦-૧-૦ | ૦-૦-૬ |
| ૧૩ | ફઝાએલે પંજેતન | ૦-૫-૦ | ૦-૦-૬ |
| ૧૪ | સુરતુન નુરની તફસીર | ૧-૦-૦ | ૦-૨-૦ |
| ૧૫ | જામે અબ્બાસી | ૧-૮-૦ | ૦-૨-૦ |
| ૧૬ | મુખતાર નામું | ૧-૮-૦ | ૦-૨-૦ |
| ૧૭ | માતમે મોહરમ | ૦-૪-૦ | ૦-૦-૬ |
| ૧૮ | ગુલીસ્તાન ગુજરાતી | ૨-૦-૦ | ૦-૨-૦ |
| ૧૯ | હેદર હુલ્લાસ | ૦-૧૨-૦ | ૦-૨-૦ |
| ૨૦ | સજની સ્નેહાર્પણ | ૦-૨-૦ | ૦-૦-૬ |

| | | | |
|---|---|---|---|
| ૨૧ | અઝવાએ કરબલા | ૨–૦–૦ | ૦–૪–૦ |
| ૨૨ | મુંબઇથી મદીના | ૨–૦–૦ | ૦–૨–૦ |
| ૨૩ | એહવાલુ નીસા | ૨–૦–૦ | ૦–૪–૦ |
| ૨૪ | આદાએ મુઝામેઅત | ૦–૪–૦ | ૦–૦–૬ |
| ૨૫ | ઇમામ મેહદીના અનસાર | ૦–૮–૦ | ૦–૦–૬ |
| ૨૬ | ઇસલામના કીર્ણો | ૦–૮–૦ | ૦–૦–૬ |
| ૨૭ | રજાએફ્લ અબરાર | ૦–૮–૦ | ૦–૦–૬ |
| ૨૮ | રીસાલે ખેરાત | ૦–૨–૦ | ૦–૦–૬ |
| ૨૯ | ઇસલામની ખુબીઓ | ૦–૧–૦ | ૦–૦–૬ |
| ૩૦ | માતમે હુસેન | ૦–૨–૦ | ૦–૦–૬ |

## રમુજી પુસ્તકોનું લીષ્ટ.

| | | | |
|---|---|---|---|
| ૧ | કૌતકમાળા | ૦–૧૨–૦ | ૦–૨–૦ |
| ૨ | વિવિધ મીઠી વાર્તાઓ | ૦–૬–૦ | ૦–૧–૦ |
| ૩ | અકબર–બીરબલ | ૧–૦–૦ | ૦–૩–૦ |
| ૪ | કાના કુંભારની વાર્તા | ૦–૧–૬ | ૦–૦–૬ |
| ૫ | ગમ્મત ઘંટ | ૦–૧–૦ | ૦–૦–૬ |
| ૬ | ચુપ નહિ તો કહી દઇશ | ૦–૧–૦ | ૦–૦–૬ |
| ૭ | વાવડી ચસ્કી | ૦–૧–૦ | ૦–૦–૬ |
| ૮ | રમુજી ગમ્મતો | ૦–૧–૦ | ૦–૦–૬ |
| ૯ | કલી કોક સંગ્રહ | ૦–૬–૦ | ૦–૨–૦ |
| ૧૦ | મુલ્લાં દોપ્યાજા | ૦–૪–૦ | ૦–૦–૬ |
| ૧૧ | અબુ દુલામા | ૦–૩–૦ | ૦–૦–૬ |

# જમાનો બદલાયો છે.

જેઓ હમેશાં છાપાંઓ વાંચે છે તેઓ નકલીઆઓની જાહેર ખબર વાંચીને તુરત કહે છે કે એ તો નકલીઓ છે એટલે કે હાલનો જમાનો કેલવણીનો છે અને એથી અસલ કોણ અને નકલ કોણ તેની પરીક્ષા કેળવાયલા ગૃહસ્થો તુરત કરી શકે છે. અમારી જગ જાહેર શકિતની દવા બાદશાહી યાકુતી અનંગ વિલાસનો દિવસે દિવસે વધારે ફેલાવો થતો જાય છે અને દરવરસે હજારો રૂપીયાની આ રાજવંશી દવા ખપે છે. નકલીઆઓ ધુળ અને કચરાપટી જેવી હલકી દવા ઓની આગળ અથવા પાછળ યાકુતી એવું પુંછડું લગાડીને જાહેર ખબર આપે છે અને એથીજ જાહેર પ્રજાને ઘણીવાર અમે ચેતવણી આપેલ છે અને હાલ પણ ચેતવણી આપવાની જરૂર છે કે બાદશાહી યાકુતિ અનંગ વિલાસ સરકારમાં રજીસ્ટર થયેલી છે અને તેનો સરકારી રજીસ્ટર નંબર ૨૩૧ છે. નકલીઆઓની બનાવટી યાકુતિ ખાવાથી શરીરને નુકશાન છે અને એથીજ ખાસ ધ્યાનમા રાખવું કે બાદશાહી યાકુતિ અનંત વિલાસ તથા અમારાં જીવનોદય ઔષધાલયમાં બનતી તમામ દવાઓ રાજકોટમાં અમારાં ઔષધાલયમાંજ મલે છે. અમારી કોઇપણ દવા કોઇને વેચવા આપેલ નથી તેમ અમારો કોઇ એજન્ટ નથી.

## બાદશાહી યાકુતી અનંગ વિલાસ.

( આ દવાનો સરકારી રજીસ્ટર નંબર ૨૩૧ છે. )

આ દવા શક્તિની દવાનો રાજા છે. રાજા રજવાડા તથા પેસાદાર લોકો આ રાજવંશી દવા બહુજ પસંદ કરે છે. આ દવા ઉમદા દેશી વનસ્પતીની બનાવટ છે. નવું લોહી અને વીર્ય નવું બનાવનાર તાકાત માટે ઉંચામાં ઉંચી દેશી દવા જોઇએ. તો બાદશાહી યાકુતિ અનંગ વિલાસ છે. આ દવા વાપરવામાં કોઇ જાતની પરેજીની જરૂર નથી. ૪૦ ગોળીની ડબી એકના રૂપીયા દશ.

**ડાકટર કાલીદાસ મોતીરામ—રાજકોટ—કાઠીયાવાડ.**

# જુવાની રુસતી બળ.

અને

## મરદાઈ તાંકાત ગઈ હોય તો.

જલદીથી અમારી એક રૂપીઓ કીમતથી તાકાત માટેની મશહુર દવાનો તાકીદે

## ઉપયોગ કરો.

અને પછી જુઓ કે પેલી ૧૦ અને ૫૦ રૂ. કીંમત વાલી યાકુતિ વધારે ફાયદો કરે છે કે ! આએ બે રૂપીઆની કીંમતની.

## ગરીબડી દવા?

અમારી દવાને તેની કદર પ્રમાણે તેના વાપરનારાઓ તરફથી

## મુડદાઓને જીવતા કરનારાં.

નો ખાસ એલકાબ આપવામાં આવ્યો છે અને તમો પોતે પણ જ્યારે વાપરશો ત્યારે તેના માટે જે ખરૂ હશે તે સાબીત કરશો.

આ દવા દુન્યાના હકીમોના બાદશાહ લુકમાનની હીકમતનો એક નમુનો છે જેથી તમારી

# અમૃતની પાન.

કોઇ મરદ ગમે તેવા કારણથી નપુંશક થઇ ગયો હોય તો તેની મરદાઇને હું અમૃતની પાન સજીવન કરી આપી મરદ બનાવી આપું છું, પાતળા વીર્યને ઘટ કરી આપવાની મારામાં ચમત્કારીક તાકાત ભરેલી છે, જલદીથી વીર્યપાત થઇ જનારા માટે હું એટલી તો રોકાવટની શકિત અર્પણ કરૂં છું કે જેને માટે મને આશીર્વાદો મળી રહ્યા છે. મારા સેવનથી ઘરડા માણસમાં પણ યુવાન જેવી તાકાત ઉત્પન્ન થઇ જાય છે, વીર્ય ઝરવું, હાથ પગોનું ઠંડા થઇ જવું, પેશાબમાં જલદ થવી. આદિ બીમારીઓ મારી એક શીશીના વાપરવાથી દુર થાય છે. નસોમાં પાણી ભરાઇ ગયું હોય તો એ પર ત્રણ દીવસ માલીસ કરવાથી ગુપ્તેંદ્રીય સખ્ત બની જાય છે. ગમે તેવો તાવ આવતો હોય તે મારા સ્પર્શથી નાશી જાય છે. ઉધરસ તથા દમની બીમારી માટે મારો કોઈ હરીફ જગત પર નથી. હું આંખોમાં કુદરતી તેજને લાવી આપું છું. લીલા કે સુકા ગમે તેવા હરસને હું જડ મુળથી નાશ કરૂં છું. મારૂં નામ અમૃતની પાન છે. હું દરેક મનુષ્યના કુદરતી તાકાતને સજીવન કરી આપું છું. શીશી એકના રૂ. ૨

ઉપરની શીશી મંગાવનાર હીંદુસ્તાનના ગ્રાહકોએ પૈસા મનીઓર્ડરથી મોકલવા, અગર વી. પી. કરવા લખવું. આફ્રીકાના ગ્રાહકોએ પ્રથમથી પૈસા મોકલવા, કારણ કે ત્યાં વી. પી થતું નથી. નીચેને સરનામેથી મળશે.

**હકીમ ગુલામમહંમદ ઇલાહીબક્ષ.**
ઠે નવી પોસ્ટ ઓફીસ પાસે
**અમરેલી—(કાઠીઆવાડ)**